# જીવદયા અને

# માંસ ખાવાની મનાઈ.




-:લેખક:-

મીસ પીલાં ભીખાજી મકાતી.

આર્યસ્ટ્રીટ નવસારી.

મે. ૧૯૨૪

આવૃત્તિ ૧ લી　　　　　　　　　પ્રત. ૫૦૦૦

મુલ્ય ૦—૪—૦

-પ્રકાશક-

મુંબઈની શ્રી જીવદયા મંડળી.

૩૦૯, શરાફ બજાર મુંબઇ. ૨.

જૈનભાસ્કરોદય પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું મુંબઇ નં ૩.

૧૧૬૮૫

# પ્રસ્તાવના.

માંસાહારની બાબતમાં મંડળી તરફથી અત્યાર સુધીમાં ઘણું સાહીત્ય બહાર પડેલું છે અને તેમાં વૈદ્યકીય દૃષ્ટિએ માંસના ખોરાકથી થતાં નુકશાનની બાબતમાં ડાકટરોના અભિપ્રાય સહિત ઉપયોગી હકીકત બહાર પાડવામાં આવી છે. ધાર્મિક દ્રષ્ટિથી તેથી થતા નુકશાન બાબતનું સાહિત્ય ગુજરાતીમાં બહાર પડેલું નથી. અને તેથી પારસી ધર્મના આધારે માંસાહારની મનાઇ બાબતનું નવસારીવાળાં બેન પીલાં બી. મકાતીની કલમથી લખાયલું આ પુસ્તક અમુક અંશે તે ખોટ પુરી પાડશે તેવી આશાથી આ લેખ મંડળી તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

લેખની અંદર, બેન પીલાં કે જેઓ તેમની નાની ઉમર છતાં તેમનાં વાચન વિગેરેને લીધે જીવદયા બાબતમાં સ્વતંત્ર વિચારો ધરાવનાર છે, તેમણે ટુંકામાં માંસનો ખોરાક શા માટે ત્યાજ્ય છે તે બતાવવા પ્રયાસો કર્યા છે. પારસી ધર્મશાસ્ત્ર તેમજ વિદ્વાનોના અભિપ્રાય સહિત તેમની દલીલો રજુ કરી છે. એટલે વાંચકને માત્ર ધ્યાનપુર્વક વાંચી તેને યોગ્ય ન્યાય આપી તે મુજબ વર્તન ચલાવવાનું છે. એક પણ પારસી ભાઇ આ પુસ્તક વાંચીને માંસનો ખોરાક છોડી આપશે તો લેખકના અને પ્રકાશકના પ્રયાસો સફળ થયા ગણાશે.

છેવટે અમો બેન પીલાંના આવા ઊંચા વિચારો અને તે મુજબનાં તેમના વર્તન માટે ધન્યવાદ આપીએ છીએ. અને સાત્વિક ખોરાકથી બેન પીલાં જેવી સાત્વિક ભાવનાઓ મેળવવા માટે દરેક ભાઇ બેનને માંસાહારથી દુર રહેવા વિનંતિ કરીએ છીએ.

લી.

મુંબઇ. ૧૦-૫-૨૪.

લલ્લુભાઇ દીપચંદ ઝવેરી.

પ્રમુખ. શ્રી જીવદયા મંડળી.

# અર્પણ પત્રિકા.

૧૧૩૮ ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

મુંબઈની શ્રીજીવદયા મંડળી.

—જે—

આજ વર્ષો થયાં અથાગ મહેનત લઇ મનુષ્યો અને
પ્રાણિઓનાં રક્ષણ અર્થે સતત પ્રયાસો કરી
રહી છે, તેવા ભલા કાર્યમાં પ્રેમથી બીન
સ્વાર્થે કાર્ય કરતા ભાઇબંધોને
આ નાનકડું પણ અતિ
કીંમતી પુસ્તક
માન સહિત
અર્પણ
કરૂં
છું.

તમારી શુભેચ્છક બ્હેન

મીસ. પીલા ભીખાજી મહાતી

# બે બોલ.

શુક્ર તે કીરતારના! કે જેની પરમ કૃપાથી એક ટુંક લેખનો સંગ્રહ આજ ચોપડીના રૂપમાં બહાર પડે છે, અને જેમ એક સૂર્ય યા ચંદ્રમા અંધકારમાં પોતાનું તેજ આ અવની પર ફેંકી મનુષ્યોને ખાડા ખરાબા બતાવે છે, તેમ આ નાનકડું પુસ્તક પણ અજ્ઞાની મનુષ્યોને પોતાની રોશનીનું વાંચન આપી જ્ઞાની બનાવવા પ્રકાશમાં આવે છે.

આપણે જાણીએ છીએ કે દુઃખ દરદો દવાપીવાથી સાજાં થાય છે, ત્યારે અત્રે માની લ્યો કે, માંસ ખાવાની તમારી ટેવ તે તમારૂં એક જાતનું દરદ છે; અને આ ચોપડી તે, તમારા માંસ રૂપી ટેવના દરદની દવાની શીશી છે. ત્યારે જો તમો આ ચોપડી રૂપી બાટલીમાંથી દર્શાવેલા વિચારો રૂપી દવાનાં વાંચન રૂપે બે ટીપાં પણ ગળામાં ઉતારશો તો હું મહેનતનો બદલો સફળ થયેલો જાણીશ.

માંસ ખાવાની બાબતમાં આ અવનિની કુલ મનુષ્ય જાતીમાં જો વિરૂદ્ધ પક્ષની ગણત્રી કરીએ તો તેમાં હિંદુ ઘણા નીકળશે. એટલે મારૂં આ પુસ્તક ખાસ કરી **પારસી** ધર્મના સિદ્ધાંતથી રચાયું છે. કારણ કેટલાક પારસીઓનું એવું કહેવું છે કે **ધર્મમાં નથી** પણ જો કદાચ ધર્મનું ફરમાન હોય તો હમો માંસનો બહિષ્કાર કરીએ! પારસી કોમના આવા વિચારથી કેટલીક મહેનતે આ પુસ્તક રચી, સાબીત કરવા પ્રયાસ કરેલો છે કે જેવી રીતે હિંદુ ધર્મ શાસ્ત્રમાં માંસ ખાવાની મનાઇ છે તેવીજ રીતે **જરથોસ્તી** ધર્મમાં પણ માંસ ખાવાની મનાઇછે.

ઈ. સ. ૧૮૭૫ની સાલમાં થીઓસોફીકલ સોસાયટીના મરહુમ પ્રમુખ કર્નલ આલકટે "જરથોસ્તી ધર્મની મુળ મતલબ" એ વિષય પર મુબઇમાં ભાષણ આપ્યું હતું, જેમાં તેઓ શ્રી બોલ્યા હતા કે જેવી રીતે ખ્રીસ્તીઓએ પોતાનો ધર્મ ખોયો છે, તેવીજ રીતે પારસીઓએ પણ પોતાનો ધર્મ ખોયો છે, પણ તેથી તમારે પડ્યા

રહેવું ન જોઇએ. કેમકે એ માટે તમારે શોધખોળ કરવા જ્ઞાન પ્રાપ્ત કરવું. અવસ્તા ભાષાની મુળ ચાવી વેદ છે. એટલે પ્રથમ તમારે વેદનો અભ્યાસ કરવો જોઇએ. કારણ તેથી તમો તમારા ધર્મો પર સાફ અજવાળું નાખી શકશો. પારસીઓએ પોતાનો ધર્મ ખોયા સાથે ચોપડાં પણ ગુમાવ્યાં છે; પણ હાલના કેટલાક પારસીઓએ સંસ્કૃત તેમજ વેદનો અભ્યાસ કરી પોતાના ધર્મ સંબંધી પણ કેટલાક શ્લોકો ચુંટી કહાડયા છે. અને તેના પરિણામે ન જણાયલી શોધો સૃષ્ટિમાં જાગૃત થઇ છે.

ઉપલા શબ્દો મરહુમ આલકટના છે. જે લખી હું એટલુંજ જણાવું છું કે કવચિત્ જરથોસ્તી ધર્મ શાસ્ત્રમાં માંસ ખાવાનું ફરમાન પણ હોય, તો તેથી નથી ના ઉદગારો બહાર પાડવા નહિ, પણ તે પાડયા અગાઉ મરહુમ આલકટે જણાવ્યું તેમ વેદનો અભ્યાસ કરવો.

ધર્મના સિદ્ધાંતોને જો બાજુ મુકી માંસ નહિ ખાવાના કારણો તપાસીએ તો તે અનેક છે. જે મેં, આ પુસ્તકમાં રજુ કર્યાં છે. કેટલાકો કહે છે કે માંસથી જાડાં થવાય છે. અને તેજ મનુષ્યોને પુષ્ટિકારક છે. પણ આવા મતવાળા જો તેનાં ગંભીર પરિણામો તપાસે, તો મને ખાત્રી છે કે માસ ખાવાનું તેઓ છોડીજ દેશે. મનુંષ્યના જીવન અર્થે એક એવો પણ ખોરાક છે, જે માંસ કરતાં હલકો ને સ્વાદીષ્ટ છે, જેને શાકભાજી અને ફળફળાદી કહે છે.

તાજી તરકારી ને ફળફળાદી એ મનુંષ્યોનો ખોરાક છે, કેમકે તેમનાં શરીરને જોઇતા ક્ષાર વગેરે તત્વો તેમાં વિશુદ્ધ રૂપે રહેલાં છે. તે પ્રાણુશકિત ઉત્પન કરે છે. ફળાહાર કરવાથી ભુખ છુટે છે, પાચનશકિત અને શારિરીક બળ વધે છે વળી તે લોહીને સાફ કરે છે, મગજને જોઇતું તત્વ પુરૂં પાડે છે, તેમજ જ્ઞાનતંતુને ફાયદો કર છે. ટુંકમાં લખીએતો શાકભાજીનો ઉપયોગ કરવાથી શરીરપ્રકૃતિ સારી રહે છે અને એટલેજ ઇગ્લીશમાં કહેવત છે કે—ફળ સવારમા ખાવાં એ સોના સમાન છે, બપોરે ખાવાં એ રૂપા સમાન છે, અને રાત્રે ખાવાં એ સીસા સમાન છે.

પ્રાચીન કાળમાં એવા ઘણા યોગીઓ થઇ ગયા છે જેઓ ફળા હારને સૌથી ઉત્તમ માની, તેના ઉપરજ પોતાનો ગુજારો કરતા, અને તંદુરસ્ત રહી દીર્ઘાયુષ ભોગવતા હતા. હાલમાં એવા ચોકસ જાતના દરદીઓને માંસ આપવા કરતાં હલકો ખોરાક આપે છે; એમ કરવામાં ડોકટરોની નેમ એવી છે કે તેવા દરદીઓ આવા હલકા ખોરાકથી પોતાની ગએલી તંદુરસ્તી ઘણું કરીને પુનઃપ્રાપ્ત કરી શકે.

શાકભાજી અને લીલી તરકારી જેને કહે છે, તે મનુષ્યના ખોરાકમાં અચ્છો અને હલકો ખોરાક છે. કેમકે આવી તરકારી જોઇતા પ્રમાણમાં ન ખાવાથી ડોકટરી વિદ્યા પ્રમાણે સ્કર્વી નામનો રક્તવિકૃતિનો રોગ થવાનો સંભવ છે. આથી માંસાહારી મનુષ્યો પોતેજ જોઇ શકશે કે દુઃખના બીજ હમો પોતેજ રોપી તેના ફળ ચાખીએ છીએ ને દેખીતી આંખે આંધળાં, ને કાન છતે બહેરા બની જાણી જોઇ ખાડામાં પડી મૃત્યુ નીપજાવીએ છીએ.

છેવટે હું વાચકથી એટલુંજ માંગી લઇશ કે આ ચોપડી જેવા ઉત્સાહથી પ્રગટ થઇ છે તેમ વાંચકવર્ગ પણ આ પુસ્તક ખરીદી બીજી વેળા એવીજ ચોપડી બહાર પાડવા ઘટતી મદદ કરશો એવી મને આશા છે. ચોપડી પ્રસિધ્ધ કરવાની મારી આ પહેલ વહેલીજ કોશીષ છે માટે કાંઇ ભુલચુક થઇ હોયતો તે માટે હું વાંચકની માફી ચાહું છું

મુંબઇની શ્રી જીવદયા મંડળી અને તેના દયાળુ પ્રમુખ શેઠ લલ્લુભાઇ દીપચંદ ઝવેરી કે જેઓએ, મારા આ લેખને માંસાહારના નિષેધમાં મદદરૂપ થાય તેવા હેતુથી, મંડળી તરફથી પ્રસિધ્ધ કરવા કૃપા કરી છે, તે માટે હું તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું અને એટલુંજ ઇચ્છુ છું કે આ લેખ છપાવવામાં તેમનો હેતુ પ્રભુ પાર પાડો.

પ્રભુ સર્વેને સદ્ બુધ્ધિ બક્ષો. તથાસ્તુ.

બાર્યા સ્ટ્રીટ. | તમારી શુભેચ્છક બ્હેન,
નવસારી તા. ૧-૨-૨૪ | મીસ પીલાં ભીખાજી મકાતી.

# જીવદયા

## અને

# માંસ ખાવાની મનાઇ

(લખનાર–મીસ. પીલાં ભીખાજી મકાતી.)

You ask me why Pythagoras abstained from feeding upon the flesh of animals. I for my part, marvel of what sort of feeling, mind or reason that man was possessed who was the first to pollute his mouth, with gore and to allow his lips to touch the flesh of the murdered being, who spread his table with the wangled forms of dead bodies, and claimed as his daily food what were but nous beings endowed with movement, with perception and with voice. "FLESH-EATING."

એક જુલમગાર રાજા પોતાની રૈયત ઉપર ગેરઇન્સાફીથી હુકુમત કરવા જેટલો ગર્વ ધરાવે છે, તે જેટલું પાપનું કર્મ છે, તેટલુંજ, બલકે તેથી વધારે પાપનું કર્મ, મુંગા પ્રાણીઓપર કે જેના સરદાર તરીકે ખુદાએ મનુષ્યોને મોકલ્યાં છે; તે સરદારી અને હુકુમતનો ગેરઉપયોગ કરી, તેનાં પર જુલમ ગુજારવાનું છે. જેવી રીતે આપણે આપણા રાજાથી ઇન્સાફના ઉમેદવાર છીએ, તેવીજ રીતે મુંગાં પ્રાણીઓ પણ ઇન્સાનની દયા તેમજ ઇન્સાફના આરજુમંદ છે.

દયા એ મનુષ્યમાં અજબ શકિત છે, કે જે વડે ઇન્સાન પોતાનું શરીર પવિત્ર બનાવી શકે છે, યાને તે પોતાને ભલો ભુંડો જગમાં જાહેર કરે છે. દયાનો ગુણ આપ સ્વાર્થ, ક્રોધ, દુશ્મનાઇ, અને કુસંપ વગેરે અવગુણોને જડ મૂળથી ઉખેડી નાખે છે. કેટલાક વિદ્વાનોનું એવું કહેવું છે કે દયાના બળથી વિકાળમાં વિકાળ પ્રાણી પણ વશ થાય છે. એક અશો મરદ-યા સ્ત્રીની દયાથી વાઘ જેવું ક્રૂર પ્રાણી પણ તેમને ચરણે લોટી જાય છે, ને તેના સંખ્યાબંધ દાખલાઓ છે. તુલશીદાસ નામના એક કવિ 'દયા' માટે કહે છે કે—

દયા ધર્મકો મૂળ હય, પાપ મૂળ અભિમાન;<br>
તુલસી દયા ન છોડીએ,જબ તક ઘટમેં પ્રાણ.

પારસી કોમના એક ધર્મ શાસ્ત્રમાં જનાવરોનું રક્ષણ કરવા અર્થે જણાવેલું છે કેઃ—

ગવે નેમો, ગવે નેમો, ગવે ઉખ્ધ્રમ, ગવે વેરેથરમ, ગવે ખરેથમ, ગવે વસ્ત્રેમ, ગવે વરેજિઆ તમ્ તામને ખરેથાઇ ફ્શુઓ.

અર્થઃ— ગોસ્પંદોને નમન, ગોસ્પંદોને નમન !! ગોસ્પંદો માટે સારા સખુનો. ગોસ્પંદોની ફતેહ, ગોસ્પંદોને વસ્ત્ર, ગોસ્પંદો માટે મહેનત કારણ કે તેઓ સઘળાં આપણને ખોરાક આપે છે."

(યજશ્ને 'હા' ૧૦–૨૦ અને બહેરામ યશ્ત)

ઉપલા ફકરાથી વાંચક વર્ગ જોઇ શકશે કે જેવી રીતે આપણા એક બાળને સર્વે રીતથી યોગ્ય મદારત કરીએ છીએ, તેવીજ રીતે ગોસ્પંદાની પણ કરવી જોઇએ.

ઇશ્વિરે આ અવનિમાં હરેક ચીજો પેદા કરી છે; જે દરેક પર હકુમત ચલાવવા એકેકો પોતાનો માણસ મુકેલો છે. આપણા બાબમાં જનાવરોની ઉપર ને ઘેટાં બકરાં ઉપર, ટુંકમાં જીવવાળા પ્રત્યેક માણસો ને જનાવરો ઉપર માત્ર એક શક્તિ રાજ કરે છે, જેને 'બહુમન અમશાસ્પંદ' યાને 'બહુ મન' કહે છે. એને અવસ્તામાં 'વોહુમાનો' કહીને ઓળખેલો છે. એટલે વોહું સંસ્કૃત વસુ યાને ભલું, નેક તથા સંસ્કૃત મન એટલે વિચારવુ, જે ઉપરથી વોહુમાનો શબ્દ ઉત્પન્ન થયેલો છે.

આપણા શાસ્ત્રમાં પાલવાનાં જાનવરોને માત્ર માણસથીજ ઉતરતાં જાનવર ગણેલાં છે. કારણ, "પસ્વીર યાસ્તો સરહેધનાંમ્ વહિષ્ત." યાને પશુ અને માણસ જે બે સૌથી સરસ જાતનાં (જાનદાર) છે. હાલના કેટલાક ફીલસુફોએ અવલોકન કરી એવું બી શોધી કાઢયું છે કે જનાવરોને આપણીજ માફક ખુશાલી અને દિલગીરી, સુખ અને દુઃખ ભય, શંકા, સ્નેહ, ધિક્કાર, પ્યાર અને ઇર્ષા વગેરે મનની શક્તિઓ તથા લાગણીઓ હોય છે.

કેટલીક વેળા તો તેઓમાં શાબાશી મેળવવાની ઇચ્છા, શીખવાની ટેવ, અને નકલ કરવાની શક્તિ પણ જોવામાં આવે છે. કારણ તેઓ યાદ દાસ્ત ને તર્ક શક્તિ ધરાવે છે. ટુંકમાં તેઓ માત્ર જીંદગી ધરાવે છે, એટલુંજ નહિ, પણ ચોક્કસ દરજ્જે ચતુરાઇ ને લાગણી બી દર્શાવે છે.

જન-જનાવર ઉપર આપણો સંસાર, વહેવાર, વેપાર, વણજ, વગેરેનો, આપણી ઠરીઠામ જીંદગીનો પાયો છે. તેઓ અને આપણામાં જે કંઇ તફાવત છે તે એજ છે કે વાચા અને ચઢતા જ્ઞાનમાં તેઓ કંઇક દરજ્જે આપણાંથી થોડાંજ ઉતરતાં છે, માટે તેઓને આપણી તરફની રૂડી વર્તણુકપર હક્ક છે. શક્તિએ અશક્તની બરદાસ્ત લેવી, ને તેની તરફ ઘાતકીપણું ગુજારવા નહિ દેવું, એ તેને યોગ્ય છે. મનુષ્યોએ બેઆજાર પ્રાણીઓની તેમાં વિશેષપણે ગોસ્પંદોની બરદાસ્ત લેવી અને તેઓની તરફ પોતાથી યા બીજા કોઇથી ઘાતકીપણું ગુજરવા દેવું નહિ એ એક કર્તવ્ય છે.

ગોસ્પંદો કોઇપણ દેશની દોલતનો એક અતિ જરૂરનો ભાગ છે, તે વિના આપણને ચાલી શકે એમ નથી. ગાય, ભેંસ, મેંઢાં, બકરાં, વીગેરે ગોસ્પંદોથી આપણને કીમતી ખોરાક-દૂધ મલે છે, અને તેમાંથી દહીં, માખણ ને ઘી બની મનુષ્યોને પુષ્ટિકારક ખોરાક પુરો પાડે છે. બળદો ખેતી કરવાનાં, ગાડાં ઘસડવાના, અને સ્વારીની ગાડીમાં જોડવાનાં કામમાં આવે છે, સર્વ ગોસ્પંદોનું છાણ, તથા મળમુત્ર ખાતર બનાવવા ઘણું અગત્યનું છે. ગોસ્પંદો મરી ગયા પછી તેમનાં ચામડાં, શીંગડાં, ને હાડકાં વગેરેની કેટલીક જણસો બને છે. મેંઢાં ઘણાં ગરિબ પ્રાણીઓ છે, તેમના શરીરપર એક જાતનું ઉન થાય છે જેનાં ગરમ કપડાં બની આપણને ઠંડીમાં ઉપયોગી નીવડે છે. ઘોડા, તેમજ કુતરો એ એક નિમકહલાલ પ્રાણી છે, જેના દાખલા પછીથી આપવામાં આવશે, પણ અત્રે એટલું જ કહેવું બસ થશે કે યાદ રાખો કે સર્વ પ્રાણીઓ ઉપયોગી છે. માત્ર ગોસ્પંદોનેજ ન મારવા ને તેમને દુઃખ નહિ દેવું એવો નિયમ

પુરતો નથી. પણ સર્વે પ્રાણી પ્રત્યે સમાન્તર નજરે જોવું એ એક અતિ યોગ્ય કાયદો છે ગધેડાં અને ઉંટ જો કે દેખાવમાં સુંદર નથી, તેમ જ્ઞાનમાં બી કાબેલ નથી, છતાં જો તેમની મહેનતનો ખ્યાલ કરીએ તો જણાશે કે બીજાં કોઇ બી પ્રાણી કરતાં વધારે ઉઠવેઠ જો થતી હોય તો તે માત્ર આ બેજ જનાવર છે. આ ઉપરાંત કુકડાં, મરઘાંની જાતનાં અનેક પશુ પક્ષીઓ છે જે દરેકની પ્રત્યે માયાથી વર્તવું એમાં પ્રભુ રાજી છે.

કેટલાકો ગમ્મત મેળવવા બે આજાર જાનવરો ઉપર સખ્તાઇ ગુજારે છે. દાખલા તરીકે, પોપટ, ચલ્લી, કબુતર વગેરેને પથરા મારી યા પીંછાં ખેંચી કાઢી, યા પીંજરામાં તેમને લાકડીથી ગોદા મારી બુમ ને ચીસ પડાવવામાં પોતાની મોઝ માને છે. તેમને નિર્દયપણે ચાબકા મારે છે, અથવા તો પરાણીઓ ઘોંચી લોહી કાઢે છે. આ સઘળું ઘાતકીપણું, વિના દોષે અજાબ દેવાનો ગુન્હો છે. આ ઉપરાંત પ્રથમ ગાય ગોસ્પંદને દુઃખ દઇ છેવટે માણસને પણ ઇજા કરવાનો ગુણ તેનામાં ઉત્પન્ન થાય છે. માટે તેનો બહેતર માર્ગ એજ છે કે જાનવર પેદાયશ પ્રત્યે માયાથી ચાલીએ તો કેવું સારૂં? જો ખરેખર તેમજ થાય તો આદમીઓ ખરી માનસાઇવાળાં થાય!

'બુન દેહેશ્ત' એ એક પુરાણું પુસ્તક છે, ને તેટલુંજ પ્રસિદ્ધ પણ છે. તેનો લખનાર જણાવે છે કેઃ— ઇશ્વરે પ્રથમ બહુમણ અમશાસ્પંદ–દેવ પેદા કર્યો, ને તેને મનુષ્યોની અક્કલ પર સરદારી આપી, તેમજ તમામ 'જીવો' નું રક્ષણ તેના હાથમાં સોંપ્યું. આથી, તે દેવ જેમ મનુષ્ય પર મવકલ

છે, તેમ ગાય-ગોસ્પંદો પર બી છે. અને તે માટે ડૉ. હાઉગ જણાવે છે કેઃ—

Vohu Mano represents the life in men and animals the principle of vitality. If shura Mazda is called the father of Vohu Mano it means that all vital powers in the animated beings have sprung out of him as the supreme being. Vohu Mano pervades the whole living good creation and all the good thoughts, words and deeds of men are wrought by him.

મનુષ્યોના જીવન અર્થે—લાંબો વખત સુધી જીવવા માટે ત્રણ ચીજો—હલકો ખોરાક સ્વચ્છ હવા, અને ચોકખાં પાણીની યોગ્યતા છે, જે જમાનાઓથી કબુલાતી આવી છે. શું નાના કે મોટા સર્વેનો માંસ પર અતિ શોક છે. પણ એ એક ટેવ પડી ગઇ છે. ને તેથીજ તે બુરી ટેવને વળગી રહેવામાં પોતાની હુશ્યારી માને છે. એક મરણ પામેલાં યા જીવતાં જીવત કાપી નાખેલાં ગાય-ગોસ્પંદોનું માસ મનુષ્યોના ખાવામાં આવે એ કેટલું કમકમાટ ઉપજાવે એવું છે? આપણી દર-રોજની જીંદગીમાં-આપણા સંસારી વહેવારમાં કેટલાં નિરદોષ જાનવરોનું કતલ કરેલું મલીનમાંસ મનુષ્યો ખાઇ જવાને ચુકતા નથી, ને છુટથી તેનો ઉપયોગ કરે છે. પણ એવા લોકને તુચ્છકારી કાઢવામાં પ્લુટારકના શબ્દો આપણે અત્રે ટપકાવીશું કે—

"Alas for our savage inhumanity! It is a terrible thing to see the tables of rich men decked out by nose layers out of corpses, the butchers and cooks; a still more terrible sight is the same table after the feast; for the wasted relics are even more than the consumption."

ધર્મમાં માંસ ખાવાનું હોય કે નહિ હોય, તોપણ આપણી સાધારણ અક્કલથી પણ જો ખ્યાલ કરીએ તો જણાશે કે શું ધર્મ એક જીવતાં પ્રાણીને કાપી નાખી ખાઇ જવાનું કદિ ફરમાવે? માંસ નહિ ખાવાની જે ભેદી પ્રીલસુપ્રી સમાયલી છે, તે એ છે કે જીવવાળા પ્રાણીના શરીરમાં, ને તેની બહાર એક જાતનાં એવાં જંતુઓ રહે છે: જે અનેક રોગના જુદાં જુદાં છે. ત્યારે એક ગોસ્પંદનું માંસ ખાવાથી, તેના શરીરમાં રહી ગયલાં જે જતુંઓ છે, તે આપણા ખાવામાં આવવાથી દુઃખ ઉત્પન્ન થાય છે. આજે આપણે જે નવા નવા દુઃખ-દરદોના નામો સાભળીયે છીએ, એનું મુળ પરિણામ માત્ર માંસ અને દરીઆઇ પ્રાણીઓનો ભક્ષ છે. મછી ખાવાથી પણ તેના જે જંતુઓ છે તે માણસના શરીરમાં પ્રવેશ કરે છે; આ ઉપરાંત મુવેલાં જાનવરોને સુકવી કામમાં લેવાથી, હવાનો બિગાડો થાય છે, ને તેના પરિણામે તે હવા મનુષ્યના શરીરમાં પ્રવેશ થવાથી પણ દુઃખના બીજ ઉત્પન્ન થાય છે.

જયાં માછીમાર ને માંસ વેચવાની મારકીટ હોય, ત્યાં તમો દુઃખદરદ તો જોશોજ! પણ આ બાજુ નજર કરો કે ગામના રહીશો કેવાં નીરોગી ને તન્દુરસ્ત છે? એનું મુળ કારણ

જો આપણે તપાસશું, તો માંસની ગેરહાજરીનુજ તે પરિણામ જણાશે કારણ, કાપેલાં જનાવર પર એવી નીત્ય એક માંખ બેસે છે; જે માણસના શરીર પર બેસવાથી ગંભીર પરિણામ ઉપજાવે છે; માટે જો તમો તમે શરીરે સુખી રહેવા ચાહતાંજ હો તો આજેજ માંસના ખોરાકનો ત્યાગ કરો!

ઇશ્વરને મળવા યા તેની ટોચે પહોંચી વળવા મનુષ્યોને પરહેજગારીની જરૂરીયાત છે. આજના જમાનામાં થોડા જો કે પરહેજગાર શખ્શો છે, પણ તે જોઇએ તેવું ધરાવી શકતા નથી. પરહેજગારી અખત્યાર કરવામાં જે ગુણ સંપાદાન ને ત્યાગ કરવાના છે. તે એ છે કે કેફી વસ્તુ અને માંસ મછીનો બહિષ્કાર કરવો, ને તેના બદલ સારા ખોરાકનું સેવન કરવું. માંસ-મછી ખાવાથી સ્વભાવમાં ખલલ પડે છે. ને તેના પરિણામે નમ્રતા અખત્યાર કરવાને બદલે ગુસ્સો ને ક્રોધ મનુષ્યમાં વાસો કરે છે. જેથી પરહેજગારી સંપૂર્ણ રીતે પાળી ન શકવાથી ઈશ્વરની ટોચે પુગી શકાતુ નથી.

"જીવદયા" એ ખુદ દરેક ધર્મનો ઉપદેશ છે. છતાં પણ લોકો "જીવહત્યા" કરવામાં પોતાને સવાબ યાને સ્વર્ગમાં ગયલો માને છે. સાધારણ રીતે માનવીનો ખોરાક, દુધ, દહિં, ફળફળાદિ, વનસ્પતિ ને અનાજ છે. જરથોસ્ત સાહેબે ગાથામાં ખુલ્લું જણાવ્યું છે કે—"હોરમજદના રાજ્યમાં તમામ જાનદાર પેદાયશનું રક્ષણ બહુમન અમશાસ્પંદથીજ છે," પણ કેહે બી જણાવ્યું નથી કે બહુમન અમશાસ્પંદ માનવીના ખોરાક માટે ઉત્પન્ન થયેલો છે. કેટલાકો સવાલ કરે છે કે અમો માંસ વિના ખાઇએ શું ? પણ એના બચાવમાં સેંકડો દલીલો મોજુદ છે. પારસી કોમના ધર્મ શાસ્ત્રઃ વંદીદાદ ને ગાથામાં જણાવે છે કેઃ—

"ખોરદાદ ને અમરદાદ (ઝાડપાન અને પાણી) બન્ને તારા ખોરાક માટે છે" ગાથા. ૩૪-૧૧.

"ગાય- ગોસ્પંદો માટે (માણસે) મહેનત કરવી જોઇએ (સબબ કે તે આપણા ખોરાકને માટે વધારો કરનારાં છે." ગાથા. ૪૮-૫

"...... (દાદર) હોરમજદે તેને માટે (ગાય-ગોસ્પંદો માટે) અપની મારફતે વનસ્પતિ ઉગાડી." ગાથા. ૪૮-૬

ઉપલા થોડાંક મતોથી વાંચક વર્ગ જોઇ શકશે કે મનુષ્યોએ પોતાનો સ્વાર્થ ને સુખ સાચવવા 'જીવહત્યા' કરી પ્રાણીઓને કતલ કરવાં જોઇએ નહિ. પણ પોતાના ખોરાક અર્થે વનસ્પતિ, તેમજ ફળફળાદિ ને અનાજ ખાવાની ભલામણ કરવામાં આવી છે. આ માંસ ખાંવાની ભુલ ભરેલી ટેવ પોતાનાં દાંત્યાપીરને પંપાળવા માટે કંઇક વર્ષો થયાં પડી ગઇ છે. આ સઘળુ ખરૂ! પણ તેથી કંઇ એમનથી ઠરતું કે પ્રત્યેક શાસ્ત્રમાં માંસ ખાવાનું ફરમાન છે. ઉલટું આવું ફરમાન જાબજા મારી કુટીને કહી બતાવવું, તે કરતાં જે કંઇ તમને સાચો માર્ગ સૂઝે એ પ્રમાણે વર્તો તેમાં કેટલું ડહાપણ સમાયલું છે. પ્રત્યેક મનુષ્યની મુળ નેમ ઇશ્વરને પહોંચવાની છે, ને તેને માટે પરહેજગારીના બારીક અમલની જરૂરયાત છે. જાનવરોની કતલ કરી મેલવેલાં ગોસના ખોરાકથી સંપૂર્ણ રીતે પરહેજગારી મેળવી શકાતી નથી

પવિત્ર ગાથામાં ૩૪-૩ માં જણાવે છે કે "સઘળા જીવો બહમનથી રક્ષણ થયેલાં છે." હવે ત્યારે માંસ ખાનારા ભક્ષીઓ! તમો ત્યારે શા માટે આવા વરધીના પ્રવાહમાં લગભગ માણસની

પંકતી ઉપર આવેલા જીવોને તેમના શરીરથી જુદા કરી ગોયા તેનું ખુન કરાવી તેમનું પ્રગટી કરણ અટકાવોછો? આ માટે કોણુ જવાબદાર ગણાશે? કસાઇ કે માંસનો ભક્ષ કરનાર.?

બિચારાં ગાય ગોસ્પંદો જેઓ પોતાના દુધથી આપણુને પોષણુ આપી ઉધારે છે. ત્યારે એના બદલ એક ઇનસાનની પવિત્ર આઇન્ ફરજ છે કે તેની ઘટતી પરવશી કરી યોગ્ય જતન કરે, અને તે માટે આપણે ખરેજ બંધાયલા છીએ, જો ઇન્સાન ગોસ્પંદોની યોગ્ય મદારત ન કરે તો નીચલા શબ્દોમાં તે તેને બદ આશીષ દેય છે કેઃ—

"તું કે જે મને ખોરાક બક્ષતો નથી. તું તારા જન ફરજંદ, ને તારા પોતાના માટે હુમારી પાસે કામ કરાવે છે. માટે જેવી રીતે હુમારાં બચ્ચાં દૂધ વિના ટલવલે છે, તેમ તારાં ટલવલે; તું જન ફરજંદ વિનાનો થજે! તું બુરૂ. બોલાચલો થજે!"

ગાય ગોસ્પંદોની સેવાના અંજામમાં આપણે બે ફરજથી તેઓ તરફ બંધાયલા છીએઃ—

૧—જાનવરોની બરદાસ્ત કરવી. ૨—તેમની મદાસ્ત કરી શીખવી (Domesticate) ચઢતી હાલતમાં લાવવાં.

ગોસ્પંદો આપણુને અનેક રીતે આ અવનિમાં ઉપયોગી થઇ પડવા ઉપરાંત આપણે તેની સેવા બદલ જે કંઇ તેને આપીએ છીએ, તેનો બદલો મરણ પછી પણુ ખાલી જતો નથી. ને તે માટે અલંકારીક એક વાતા નીચે મુજબ છે.

દવાદૂશ નામનો એક તવંગર રાજા તેત્રીશ મુલકો પર

રાજ ચલાવતો હતો, પણ પૈસાની રેલ છેલ છતાં તેણે સખાવતી કર્મ જરાબી કર્યું. નહિં, જેથી પેલી અવનિમાં (મિનોઇ દુનીઆમાં) તેને નરખમાં (દોજખમાં) જવાની સજા થઇ. તેને માટે એવું કહેવાતું હતુ કે તે આખાં શરીરે દુઃખથી પિડાતો હતો, પણ માત્ર એક પગ દુઃખથી નિરાળો હતો. કારણ કે આ માણુસ એક દિવસ એક ગરિબ મેંઢા પાસેથી જતો હતો, જે બિચારૂં પાસે પડેલી ઘાસની પુળી ખાવાં ડોકી લંબાવતું હતુ, તે તેણે પોતાના પગે કરીને તે પુળી તેની નજીક કરી, ને તે ભલાં કામના બદલા તરીકે એક પગ તેનો સ્વર્ગમાં ગયો, અને આવા બદલાથીજ જરથુસ પેગમ્બરને બહુમન અમશાસ્પંદે કહ્યું હતું કે "હું તને મારા સઘળા ગોસ્પંદોને સોપું છુ, અને તું નીચલી દુનીઆમાં જઇને સઘળા મનુષ્યોને તેમની પુરતી માવજત લેવાને ફરમાવજે, ને કહેજે કે તેઓને કોઇબી જાતનું દુઃખ તેઓ દે નહિં; કારણ કે તેઓ માણસને બહુ કામના છે, અને અહુરમજદે તેઓને મારી સંભાળ હેઠળ મુકયા છે, અને હું તેઓને તમારે હસ્તક સોંપું છું" વધુ માટે ડૉ. જાન જોન બ્રાઉન કહે છે કે—

A real moral sympathy with the lower animals and a feeling of uneasiness on account of their sufferings, a going out towards them, to love and be good to them, is a useful lesson to us all.

જાનવરો તરફ આપણે આપણી ભાઇબંધ તરીકેની ફરજ દાખલ વચનથી બધાયેલાં છીએ, કારણ મેં આગલ જણાવ્યું તે મુજબ તેઓબી સારી યા માઠી લાગણી ધરાવી શકે છે.

જાનવરો ઉપર યાને મુગાં-વાચા વિજાતા પશુઓ તરફ દયા બતાવવાથી બાદશાહ સબકતેગીનને કેવું ફળ મલ્યું હતું, તેથી તો વાંચક વર્ગ અજાણ નહિંજ હોય! કહે છે કે પાદશાહ સબકતગીને એક વાર જંગલમાં હરણ આમ તેમ ફરતું જોયું, જેથી તે ત્યાં દોડી ગયું. હવે બન્યું એમ કે તે હરણનું બચ્ચું દોડી ન શકવાથી રહી ગયું. ને તેની માતા દોડી ગઇ, આથી તે નાનું બાળક હરણ જાણે હાલાવાલા હસ્તું હોય, તેમ તેના મોં તરફ જોયું, આથી સબકતગીનને દયા આવી; જેથી તેને તેણે છોડી દીધું. આ બનાવ બન્યા પછી બીજે દિને તેને એક સ્વપ્નામાં કહેવામાં આવ્યું કે "ઓ સબકતગીન! તેં જે દયા ને માયા મહોબત પેલાં મુંગા પ્રાણી પર દેખાડી છે, તેમ મારી ઇચ્છા એવી છે કે તું અત્રેનો પાદશાહ થા ને એવીજ રીતે મહેરબાની તું તારી રૈયત પર દેખાડતો રહે."

સબકતગીનનું વર્ણન પુરૂ કરતાં એક વિદ્વાન છેવટે લખે છે કે "જો એક નાનાં મુંગાં જાનવર તરફ દયા દેખાડવાથી પાદશાહી મળતી હોય તો પછી એક માણસ તરફ ને કુલ પ્રાણી પ્રત્યે દીલસોજી ને માયા દેખાડતો હોય તો તેને છેવટે સ્વર્ગ મળે તે અજાયબ થવાનું નથી; તે કહે છે કેઃ—

ખ્રીસ્તી ધર્મના ઉપદેશક ક્રાઇસ્ટ સાહેબે લોકો માટે પોતાનો જાન, ખુશાલ જીગરે આપ્યો હતો, પેગમ્બરો, જો જીવોને કાપી નાખવાની સલાહ આપતા હોય તો જાણવું કે તે પેગમ્બર નથી, પણ પેગમ્બર રૂપે કસાઇ છે. આપણા હિંદુભાઈ બંધોને ઘણીક વાર "ભક્ત" તરીકે ઓળખાવે છે; પણ ગમે તે હાસ્ય થાય; પણ તુલસીદાસના ફરમાવ્યા મુજબ ધર્મનું મુળજ દયા છે. જેનામાં પ્રભુ પ્રેમ છે, તે કવિ માંસ ખાવાની

સલાહ આપતો નથી, કારણ ખાલેશ પ્યાર એ પરમેશ્વર છે. જ્યારે બીજાં ભાઇ બંધોમાં પ્યારનો પ્રવાહ પુર જોસથી વહેતા ઝરા માફક બહાર વહેશે ત્યારેજ બદી નાબુદ થઇ જ્ઞાની બની માંસ ખાવાની આ કુટેવ છોડીશું. દયાથી કરીને તો એક ગુલામ સિંહના પંજામાંથી મુકત થયો હતો.

અસલના જમાનામાં એક એવો નિયમબી હતો કે લડાઇના મેદાનમાં જે દુશ્મન પકડાતા, તેને ગુલામ બનાવી તવંગરને ત્યાં વેચતા હતા. એક વેળા આવીજ સ્થિતિમાં એક ગરિબ માણસ પકડાઇ ગયો, તેને એવા એક માણસે ખરીદયો હતો, કે રોજના સખત તેને ફટકા પડતા હતા. આથી એક દિવસ તે દુઃખમાંથી મુકત થવા જીવ પર આવી જઇ હાથે કરી સીંહના મોઢામાં ગયો. જંગલમાં જેવો તે દાખલ થયો કે એક મોટો વાઘ તેને મલ્યો, પણ તેણે પોતાની અજાયબીથી જોયું કે તે વાઘ તેને ખાવાને બદલે દયાથી જોતો ઉભો. આથી હિમ્મતથી તે તેની આગલ ગયો, તો જણાયું કે તેનો પગ સુઝી આવ્યો હતો. પગ તપાસતાં જણાયું કે એક મોટો કાંટો તેને ભોકાયો હતો. તેણે તે કહાડી નાખ્યો, જેથી વાઘ ખુશી થયોઃ ને તેનો ઉપકાર માનતો હોય એમ મોં બતાવ્યું. આ પછી તે વાઘ આગલજ પોતાનું ઘર રાખ્યું, તે તેનો ખોરાક તે વાઘનો કરી દહાડા પુરા કર્યા. એક વેળા એવું બન્યું કે તે ગુલામના શેઠે કેટલાક માણસોને તેની શોધમાં મોકલ્યાં, જે ઓ તે જગલમાં જઇ ચઢયા; તેઓએ તે ગુલામને જોવાથી ઉંચકી ચાલતી પકડી. આ પછી તેના શેઠે એક જાહેર દાંડી પીટાવી કે ફલાણા ગુલામનો આજે મેદાનમાં વાઘથી ભક્ષ કરાવવાનો છે. આવી ખબરથી ઘણાં તે સ્થળે ભેગાં થયાં હતાં, પણ સર્વેએ પોતાની

અજાયબીથી જોયું કે વાઘ કેટલો ભુખ્યો છતાં, તેને ખાવાને બદલે ચુસવા પડયો. અત્રે વાંચક વર્ગ જોઇ શકશે કે એક ગુસ્સાબાજ વિકરાળ પ્રાણી ઉપકાર પર ઉપકાર કરે એ કેટલી નવાઇ છે. બિચારાં વાચા વિનાના પ્રાણીને ધન્ય છે, પણ માંસ ખાનાર સર્વેને ધીકકાર છે કે ગાય ગોસ્પંદ તેઓ પર સેંકડો ઉપકારો કરવાં છતાં તેને કતલ કરાવી ભક્ષ કરે? હરેક રીતથી ઉપકાર કરવા છતાં, તેનો બદલો અપકારથી વાળે? એ ખરેખર એક શીખેલી ને જ્ઞાની કોમ કરતાં વધારે સારી છે. આ ઉપરાંત બીજાં ઘણાં જાનવરોએ શેઠ પ્રત્યે વફાદારી બતાવી છે, જે યોગ્ય સ્થળે ટાંકવામાં આવશે. પણ એટલાજ અર્થે પ્રો૦ હારલેએ પશુ–પક્ષી, જન જનાવર, ગાય ગોસ્પંદના વંચાવમાં જણાવ્યું છે કેઃ—

"........જેઓ ગોસ્પદોને મારી નાખવાની શીખામણ આપે છે, તેમની શક્તિને મઝદાએ શ્રાપ દીધા છે."

ઉપલી લીટીથી પણ વાંચક વર્ગ મનન કરી શકશે કે આ બંધ બેસતા નિયમ સાથે મેળવંતાં હિંદુઓના અનેક નેક વચનો "જીવદયા" નો ધડો શીખવે છે.

મુજ જેવાં કેટલાક માંસ નહિ ખાનારા બીજાંને કહે છે કે તમારે માંસ ખાવું નહિ. ત્યારે તેઓ કહેછે કે માંસ તો અગાઉથી ખાતું અવાયું છે? પણ તેમનું આ ફીલસુફી ભર્યું બોલવું સ્વાર્થી છે. અલબત મારે અહીંજ કબુલવું જોઇએ કે આજ કેટલી સદી થયાં સર્વે કોમમાં માંસ ખાતું અવાયું છે; પણ આપણે કોઇબી વાત એકદમ માની લેવી જોઇએ નહીં કારણ એ માટે ત્રણ મુદ્રા લેખ છે કેઃ—

૧-ધર્મ શાસ્ત્રમાં ગમે તેટલી વાતો, ગમે તે લખી હોય તે મનુષ્યે સ્વીકારવીજ, કારણ ડાહ્યા ને જ્ઞાની પુરૂષોએ જે કાંઈ કર્યું છે, એ લોકના કલ્યાણ અર્થેજ છે.

૨-ધર્મ શાસ્ત્રમાં ગમે તે વાત લખી હોય, પણ જે વાત પાંચ ડાહ્યા યા જ્ઞાની માણસોએ સ્વીકારી નહિ હોય, તે વાત માન્ય ન રાખવી.

૩-ધર્મ શાસ્ત્રમાં સઘળું સાચ્ચુજ હોય, ને પાંચ ડાહ્યા વિદ્વાનોએ તે સ્વીકારીબી હોય, છતાં, તે સ્વીકારવી નહિ, કારણ ઈશ્વરે તમો સર્વેને અક્કલ આપી છે; જે અક્કલનો સદ્ ઉપયોગ કરી તમને જે માર્ગ યોગ્ય સુઝે તે પ્રમાણે ચાલો.

અત્રે વાંચક જોઇ શકશે કે. એવો જગત્માં તે કોણ મુર્ખ હોય જે હાથે કરીને ખાડામાં પડે! મગર જો તમને કોઈ અમુક રૂપીઆ આપવા કહે છતાં તમો તે ખાડામાં કે કુવામાં પડશો? ખરેજ નહિંજ! ત્યારે તમો આપણા બાબમાં બી તેમજ માનો કે એક બીન તકસીર વાર ગરીબ પ્રાણીને શા માટે લોકના કહેવા પ્રમાણે તેમને કાપી ખાઇ જવું ? શું એ પ્રાણીના બદલે તમને વગર દોષે આવી રીતે ફાંસીએ ચઢાવે તો તમો મુંગે મોએ બેસી રહેશો ? જો આ ખ્યાલ નજર સનમુખ ચિતરવામાં આવે તો કંઇક દરજ્જે તમો દયા જોઇ શકશો !

માસ ખાવાનો ચેસ્ટો કોણે લગાડયો, તે બાબે ખરૂં તો કોઇજ કહી શકતુ નથી. પણ હું હિંમ્મતથી આજે તે જગ ·હેર કરૂંછુ.

સર્વે વાંચક વર્ગને રોશન હશે કે ઈરાની તખ્ત પર શાહ જમશેદ પછી ઝોહાક નામે એક જુલમી રાજા અસલ ઇરાનમાં થઇ ગયો હતો. એક વેળા એ રાજા જ્યારે બાલઅવસ્થામાં હતો, ત્યારે એક બદખસ્લની માણુસ તેની નજદીક આવ્યો હતો જેણે તેનાં મનમાં પોતાના બુરા વિચારો પ્રતવ્યા હતા. જયારે એ ઝોહાક બાદશાહ બન્યો, ત્યારે એ બુરા માણુસને તેણે પોતાના બબરચી તરીકે બનાવ્યો હતો. આ ઝુહાકીને બદ ખસલની માણુસે (બબરચીએ) એક દિને તે રાજાનું મન હરિ લેવા બળદ, મરઘા, કબુતર વગેરે કાપી તેનું ભોજન ઝો આક આગળ પીરસ્યું. જે ખાઇ તે એટલો બધો રાજી થયો કે, તેણે તેને ઇનામ આપવાનો નિશ્ચય કર્યો કારણુ આજ સુધીમાં તેણે એકે સ્થળે આવું ભોજન ખાધું હતું નહિ. ઇનામના બદલા તરીકે તે હરેમને એવું માગ્યું કે તેને કીસ બે ખભાં પર લેવાદેવી ને અલબત તેમ થયુંજ, પણ તેમ કરવામાં શું થયું કે તે બન્ને ખભાં પર સાપ નીકલી આવ્યા, જે તેને હેરાનગતી આપવા લાગ્યા; જેનો ઊપાય તે બુરા બબરચીયેજ વૈદક તરીક એવો બતાવ્યો કે–તારી રૈયતના બે માણુસના ભેજાં એ સાંપને ખવાડે તોતે શાંત પડયા રહે. આથી રાજાએ બિચારાં બબ્બે માણુસોની કતલ કરાવી પોતાનો સ્વાર્થ સાધતો હતો. ને હજારો આશાવંત જીવડાંઓ તેના જીવલેણ ભોગ થઇ પડતા હતા.

જ્યારથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ ત્યારથી કે ઝોહાકના રાજ્ય આગમચ સુધી માંસ ખાવાનું કોઇ જાણતુ હતું નહિ અને હજી જાણતે પણુ નહિ, કારણુ એ બદખસ્લની હરેમનના વિચારથી ભોલવાઇ જઇ જીભને રાજી રાખવાના હેતુથી તેને

માંસ ખાવાનું શરૂ કર્યું હતું. દિન પર દીન માંસ ખાવાનો ચેસ્ટો તેને વધતોજ ગયો, અને કંઇ સેંકડે લોકો તેની ભુખના શિકાર થઇ પડયા. અંતે કાવેહ નામનો એક લુહાર તેની સામે થયો, અને નિરદોષ માણસોના ભોગ થતા બચાવ્યા! પણ તેથી તેણે માંસ ખાવાનુ છોડી દીધું ન હેં, ત્યાર પછી તે માણસના ભેજા બદલ, પશુ પક્ષી અને કંઇ બીજા એવાજ પ્રાણીઓનો ખોરાક લેવા લાગ્યો. એટલે રાજા તેની પ્રજાના વાકય મુજબ માંસ ખાવાની ફેશન શરૂ કરતાં લોકોને વિલબ લાગ્યો નહિ.

ખ્રિસ્તીઓ અને બીજી એવી અનેક પ્રજા આજે પણ એક પૃથ્વીના શાહ માટે ભલી યાદ ગુજારે છે. જેના વખતમાં ગોસ્પંદોની પરવરશી સંપૂર્ણ રીતે થની હતી, અને તે કોઇજ નહિ પણ જગજાહેર ઇરાની શાહ જમશેદ હતો! જ્યાં સુધી એ પાદશાહ હૈયાત હતો. ત્યાં સુધી તેણે કોઇ બી પ્રાણીઓને સહેજબી ઇજા કરી બી નહિ ને કોઇને કરવા પણ દીધી નહિ! પણ જેમ એક માતા પોતાના બાળકોને પોતાની ગોદમાં પપાલે, તેમ તે હમેશાં તેવાં નિમકહલાલી પ્રાણીઓને પોતાની ગોદમાં ચાંપતો! એમ કરવામાં તેની મતલબ એ હતી કે આ પ્રાણીઓ જે બિચારાં આમ તેમ રખડે છે એ પણ ઇશ્વરનાંજ પેદાં કરેલાં પ્રાણી છે. અને તેથી ઇશ્વર જેમ મનુષ્યને જીવતાં જોવા રાજી છે, તેમ તેમને જીવતાં જોવા પણ તે રાજીજ છે.

તેનો આ ઉમંગ પછી રોજ-બ-રોજ એટલો વધ્યો ચાલ્યો કે તેણે તેમના રહેઠાણ અર્થે એક પહાડ ઉપર ગુફા પણ બનાવી; ને ત્યાં સઘળાં પ્રાણીને રાખ્યાં. આથી ચોમાસુ

કે બીજાં એવાંજ ગંભીર પ્રસંગ વેળા તેમનો ઘટતો બચાવ થઇ શકયો. વળી તેમને ઠંડીથી બચાવવા કેટલાંક વિકાળ પ્રાણીઓની લાસોના ચામડા કાઢી પણ શરીર ઉપર નાખ્યાં એટલે ગોયા જમશેદ તે તેમનો બાપ, ને તે નિરદોષ ગોસ્પંદ તો તેનાં બાળ જેવાં થઈ પડયાં. થોડા વખતમાં પ્રાણી જેવાં વાસા વિનાના જાનવરો પણ તેની સાથે પલોટાઇ ગયાં, ને આ રીતે તેઓ એ શાહના વખત દરમીઆન્ સુખ ચેનમાં હતાં.

ભલે આજે જગત્માં સુધારો થયો; પણ કોઇ હવે હિમ્મતથી એમ કહેવા બંડ ઉઠાવશે નહિ કે, આ વાત જુઠી છે; કારણ એવા પુરાવા 'શાહનામા' ની અંદર મોજુદ છે. ઇરાની તખ્ત પર શાહ જમશેદ અગાઉ ઘણાં રાજાઓ થઇ ગયા, જેઓ અલબત માંસ ન હોતા ખાતા, પણ તેઓ એ સજા માફક તેમની મદારત કરતા હતા નહિ. એટલે શાહ જમશેદને ઘણાં લોકો વનનો રાજા યાને પ્રાણીઓનો બાપ નામે ઓળખતા હતા. કારણ શાહ જમશેદેજ ગોસ્પંદોની પરવરી કરવાનું પહેલ વહેલું કામ શરૂ કર્યું હતું. ઉપરાંત તેજ તેમની બોલી જાણતો ને તેજ તેમની સાથે વાતો કરી શકતો, ને તેમના વિચાર સઘળા જાણવા પામતો ! એમ કહેવાય છે કે એ રાજાએ ગોસ્પંદોને ઘણી સારી રીતે કેળવ્યાં હતાં; શાહનામાની અંદર જણાવે છે કે– જયારે દરબાર ભરવાનો ટાઇમ થતો, ત્યારે સઘળા ગાય–ગોસ્પંદના ટોળાં પોતાના દરજ્જા પ્રમાણે હારમાં ગોઠવાઇ જતાં, ને જ્યારે સભા બરખાસ્ત થતી, ત્યારે શાહ ફરતાં. માત્ર આ શાહ જમશેદનોજ દષ્ટાંત આપણને ગાય–ગોસ્પંદીની ખરી પરવરીનો ખ્યાલ આપે છે.

"ભલી મનશનીવાળા બહુમન અમશાસ્પંદ સાથે હમા-જોર હજો, જે સુલેહ પાથરનાર ને મહોબત પાથરનાર છે, ને જે ભલી પેદાયશમાં સર્વેમાં ચઢિઆતો છે, અહુરમજદની આપેલી જાતી અકકલને અહુરમજદે આપેલા કાનથી સાંભળેલી અક્કલ તેનાથી છે. જે કોઇ ઘણીથી તેમને ( ગાય ગોસ્પંદોને ) જીવવું ને બરદાસ તેમજ પરવેશ મળે તેઓ ગેતીમાં ઘણાક પોશાકમાં (થાય છે) ને ઘણો પોશાક (તેઓના શરીરને ઢાંકે) છે."

ગાય-ગોસ્પંદોનું રક્ષણ કરવું, તેઓને પુરતો ખોરાક આપવો, અતિશય ઠંડીની વેળા તેમની જોઇતી સંભાળ લેવી; તેમનાથી ઘાતકી રીતે કામ લેવું નહિ, ગરમીની મોસમમાં તેમના વાળ કાપી કઢાવવા, ને ચોમાસામાં કપડાંથી તેમનું બદન ઢાંકવું એ એક ઇનસાનની ફરજજ છે. એમાં તેમની પર ઉપકાર કરવા જેવું તો કશું નથી! માંસ નહિ ખાય એવી કોમ એક હિંદમાં જો તમો જોશો તો તે માત્ર 'હિંદુ' જ છે, નાનપણથીજ એ કોમ માંસની વિરૂદ્ધ છે; ને તેજ વિરૂદ્ધતાએ આજે હિંદુજ ભાઇ બધામાં દયા ઉત્પન્ન કરી "જીવદયા" નામે એક મંડલી ઉભી કરી હજારોની સંખ્યામાં ઘેટાં બકરાંના ભોગો અપાતા બચાવ્યા છે! ઇશ્વર સર્વેને નેક અક્કલ બક્ષો!

હિંદુ કોમ માટે તો માસ માટે કંઇજ કહેવાનું નથી! જેને કંઇ કહેવાનું છે, તે બીજી આલમ છે. પારસીઓ કહે છે કે અમારા ધર્મમાં માંસ ખાવાની પરવાનગી છે. ચાલો આપણે તે માન્ય રાખીએ; પણ આ બાજુ અવસ્તા ભાષાની સગી બેન સંસ્કૃત ભાષાને જતી મુકવી જોઇએ નહિ. કારણ થીઑસોફીકલ સોસાયટીના પ્રભુખ કર્નલ આલકટે જે દિને

એક ભાષણ આપ્યું હતું. તેમાં જણાવ્યું હતું કે અવસ્તાની મુળ ચાવી વેદ ભાષામાં છે, જેનો અભ્યાસ કરવાથી અવસ્તાની સારી રીતે સમજણ પડે છે. આજે પણ આપણે જોઇશું તો અવસ્તાની ભાષામાં કેટલાક સંસ્કૃતના શબ્દો પણ સમાઇ ગયા છે. માટે પારસી કોમે પોતાની સ્વ-ભાષા ગુમાવવાથી સંસ્કૃત પણ ગુમાવવી જોઇએ. નહિ. કયાં અવસ્તાના થોડાં પાનાં આપણીજ બાબદના ગુમાઇ ગયાં! પણ આપણે તેથી ડરવાનું નથી. હાલમાં જીવતી સંસ્કૃત ભાષા તેનો ખુલાસો આપણને આપશે.

હિંદુઓ પોતાના શાસ્ત્ર મુજબ ચાર યુગો માને છેઃ- સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, ને કળિયુગ! શાસ્ત્ર મુણરકો પનીષયદના બીજા ખંડના પહેલા શ્લોકમાં કહે છે કે:—

"આ પણ ખરૂં છે. દાનવોએ મંત્રોમાં, જે ક્રિયા જોઇ તે ત્રેતાયુગમાં ઘણું કરીને ફેલાવી" એટલે અત્રે આપણે જોઇ શકશું કે જે બાબદ અગાઉ બને છે. તે ભવિષ્ય માટે બીજાને માટે કાયમ રહે છે; માટે સહેલ રસ્તો એજ છે કે હાલના જમાનામાં દીસ્ત પ્રત્યેક બદી બાળી નાખવી, કારણ માથી બોલાયલી વાણીઓ ભવિષ્યમાં કાર્યરૂપે બહાર પડે છે,

હિંદુ કરતાં પારસી કોમમાં વધુ બદી માંસ સંબંધી એ જોવામાં આવે છે કે અમુક સારા દિવસે, યા માનતા બાધાની વેળા, તેમજ અમુક તહેવારને પ્રસંગે બકરાંનો ભોગ લે છે. આ બાબત ખરેજ અફસોસ કારક છે; ને તે દૂર થવીજ જોઇએ. એક માણસના સુખ અને સ્વાર્થ અર્થે બિચારાં બીન તકસીરવાર જનાવરોને કાપી નાખવા! એ કેટલું કમકમાટ ઉપજાવે તેવું છે. ખુદા એવી સર્વ કોમને આવાં ઘાતકી વર્તણુંકમાંથી મુકતી આપે, એવું હું ઇચ્છું છું. છોટા ઉદેપુરના

રાજ્યમાં હજી સુધી એક કાયદો છે કે દશેરાને દિને રાજા પોતે એક પોતાના હાથે બકરો કાપે! અને તેમાં ઘણીજ ઉક-રૂઇ માનવામાં આવે છે. અસલ હિંદુઓ પણ આવી રીતે બકરાંના ભોગ, પોતા માટે ને પોતાના છૈયાં છોકરાં માટે આપતા હતા; ને તેને માટે થીઓસોફીકલ સોસાયટીના હાલના પ્રમુખ બાનું મીસીસ ઍની બીઝાંટ કહે છે કેઃ—"........ આ વડાં મધ્ય બીડુને મિનાઇ રૂપ આપવા હરંમનરૂપી બુરી ખસલત-વિચાર તેમના (લોકોના) મોટા તહે-વારો ઉપર ઝકઝકીત પોશાકમાં સજ્જ થઇ કતલ કરાવવાના હેતુથી આવે છે. થોડા વખત થયા કેડે આ ભયંકર બુરા વિચારી માણસોએ માનતા બાધા દરમ્યાન આવવાનું મુકી દીધું છે, જેમને કતલ કરેલાં જાનવરો, જે તે મોટા તહેવાર પર તેમને અર્પણ કરતાં હતાં."

થોડાં વર્ષની વાત ઉપર ખુદ માંસનાં બહિષ્કાર અર્થે લંડનની પાર્લામેંટમાં બીલ ચર્ચાયું હતું. આ માણસ એક સાધારણ હતો, એટલે તે બીલ પર લોકોએ ઝાઝું ધ્યાન આપ્યુ. નહિ; પણ તેની થોડાં વર્ષે તે બીલ પસાર થયું. જેમાં કોઇ બી કુકકરને યા કોઇ પક્ષીનો શિકાર કરી ખોરાકમાં વાપરે તેને સજા માટે ઠરાવ્યું હતું. તેથી તમામ લોકે તેવું માંસ ખાવાનું છોડી દીધું, પણ રફતે રફતે તે પાછું સજીવન થઇ ખવાતું જાય છે; વચ્ચે બીલીમોરા નગરીમાં કઇ અમુક ફાટફુટથી ગોસ્ત વેચનારે તે વેચવાનુ બંધ કર્યું: જે વેળા હું ઘણી રાજી થઇ કે હવે સદાનું માંસ યાં તજાશે, પણ અફસોસ! પંદર દિન પછી પાછું ત્યાંપણ પાછું ખાવાનું શરૂ થયું. આ માટે ભલી અંગ્રેજ સરકાર કંઇ ધ્યાનમાં લેશે ને કતલખાનાં બંધ કરાવશે એવી મુજની આશા છે.

જેઓ માંસ ખાય છે, તેઓ ખરેજ ઘાતકી હૈડાના હોવા જોઇએ. મનુષ્યો! તમારામાં જે કાંઇ ઘાતકીપણું હોય તે છોડી દો, અને પ્યારનું સ્થાન બનાવો. કારણ ઇશ્વરને જે પ્રિય વસ્તુ છે તે દયા, માયા, કૃપા, રહેમદીલી વગેરે છે. ઘાતકી માણસમાં ઇનસાફ નથી તેથી તે પોતાનું અન્યાયીપણું જોતું નથી, કારણ ઘડીપર જો તે પોતાની ક્રૂરતા પર વિચાર કરે કે જેમ હું જનાવર પર જુલમ ગુજારૂંછુ, તેમ મારા પર કોઇ દુઃખ નાખે તો મને કેટલી દીલગીરી થાય! એક જણના ઘાતકી સ્વભાવથી આસપાસનાં ઘણાં જણનાં સુખનો નાશ થાય છે. એક દહાડે પુરાતન ગ્રીક લોકોનાં એથન્સ શહેરની રાજ્યસભાના ઉંચે દરજ્જેના સભાસદો તેઓની સભાની હંમેશ બેસવાની ટેકરી ઉપર ખુલ્લી હવામાં રાબેતા મુજબ સભામાં બેઠેલા હતા. તેઓ રાજ્યને લગતી બાબતો ઉપર વિચાર ચલાવતા હતા. તેટલામાં તેમની નજર એક ચકલી પર પડી, જે છોકરાના પંજામાંથી મુક્ત થવા નાસ્તી હતી. અતે તે ઘાતકી છોકરાના પંજામાંથી છટકવા ચલ્લીએ ત્યાં બેઠેલા એક સભાસદના ઝબ્ભામાં આશરો લીધો. ને માણસ દયા વિનાનો હોવાથી તે ગરિબ ચલ્લીને એવી તો જોરથી જમીન પર પછાડી કાઢી કે તેથી તે મરી ગઇ. આ તેની ઘાતકી વર્તણુંકથી બધાં સભાસદના દીલ દુખાયાં. આથી તેઓએ એક મત થઇ તેને સભામાંથી રદ કરવાનો ઠરાવ કર્યો. એમ કરવાની તેમની નેમ એ હતી કે આ માણસ એક પશુ જેવાને છોડે નહિ, તો રૈયતને તે શી રીતે છોડશે? કારણ રાજ્યમાં દયા ને માયાના ગુણો અતિ જરૂરના છે.

એક વેળા એક બાપે મરતી વેળા પોતાના બાળને શીખામણ દીધી; જેમાં વધુમાં જણાવ્યું હતું કે–"મારાં બાળકો!

તમે પશુ કે જનાવર પ્રત્યે સખત થતાં નાં, કેમકે દહાડો. ખચ્ચીત એવો આવશે, જે તારી મોહટાઇનો અંત આણુશે. કુરપણું બતાવતી વખતે આપણા મનમાં દેહેશત્ રહેની નથી. કારણ જ્યારે હું નાનો હતો, ત્યારે મેં એક કુતરાને રોટલી ખાવા બોલાવી એક મોટી સોટીથી તેના મોહ પર સખત માર માર્યો, પણ તેજ ઘડી સામેથી એક માણસે આવી મને તેની ઘટતી શિક્ષા કરીને નીચલા શબ્દો કહ્યા:—

"Now remember dogs can feel as well as boys, and learn to behave kindly to-wards dumb animals in Future.

માણસો પોતાનું સુખ દુ:ખ જેમ બીજાં આગલ યા તેનાં સગાં સ્નેહી સનમુખ રડે છે, તેમ પશુ પક્ષી ને જન-જનાવરો બી પોતાના જાતિ ભાઈઓ આગલ પોતાનું દુ:ખ રડે છે. ને તેનો એક શ્રેષ્ઠ ચિતાર, કવિરાજ મી. દાદી એદલજી તારાપોર વાળાએ કવિતામાં નીચે મુજબ આપ્યો છે.

પશુમાં પડી એક તકરાર,
વાદવિવાદ ચલાવા પોતે તુર્ત ભરી દરબાર.
અને ત્યાં બેઠાં નરને નાર. પશુમાં૦

ગાય— કોણ ગુણોની ગણના કરશે ગરીબડી હુ ગાય,
વાછરડાં વલવલે બિચારાં ને પય બીજા ખાય;
જુલમનો તો પણ કયાં છે પાર પશુમાં૦

કુતરો— વફાદાર હું પ્રાણી પ્યારૂં ખાઇ ધણીનું ધાન,
હલાલ તેનું નીમક કરૂં છું મનમાં રાખી માન;
રાત દિન સેવા છું કરનાર પશુમાં૦

ગધેડો— મુર્ખ માનવી મને હસે પણ કોણ ઉપાડે ભાર,
મણબંધી બોજો લાધે ને ચાલું બીન તકરાર;
કહો જન જાણે ક્યાં ઉપકાર ? પશુમાં

ઘોડો— તન તોડીને સેવા આપુ, ખાઉં કદિ નહિ હાર,
માલીકને લઇ રસ્તો કાપું કરી પીઠ પર સ્વાર;
કરે છે કોણ કહો દરકાર ? પશુમાં૦

ઉંટ— મુસાફરીમાં માર્ગ કાપવા કરૂં સફર હું દૂર,
મુજ જળ કાજે જીવ લીએ છે કોઇ મુસાફર ક્રૂર
કરૂં છું મરતાં પરોપકાર પશુમાં૦

હાથી— રાજાની અંબાડી કેરો, મુજ પર છે આધાર,
મુજ પગલાંથી શોભે સ્વારી દીપે વળી દરબાર;
શ્રેષ્ટ છું પશુમાં હું સરદાર પશુમાં૦

બકરો— ન્યાય મળે નિર્દોષી ને ક્યાં તલ નહિ આપુ ત્રાસ,
તોય તપે છે ખાવા કાજે માણસ મારૂં માંસ;
બનું છુ કસાઇ કરથી ઠાર પશુમાં૦

બળદ— મુજ બળથી હળ ખેડુત ખેડે મુજ પર કુલ આધાર
હુંજ ઉપાડું બોજ રોજનો વહાણ કે વ્યાપાર;
ઘડીનો હોય ન તોય કરાર. પશુમાં૦

ઉપલી કવિતાથી આપણે પ્રાણીઓના કંઇક દુઃખ સુખ સમજી શકીએ છીએ. એમાં જે બિચારાં તદન નિરાધાર મુગાં પ્રાણી છે, તેમની ખસુસ કરી મદારત કરવી જાઇએ. આ સઘળા પ્રાણીઓ આપણા ઉપયોગમાં ન આવતાં હોય એમતો કહીજ શકાશે નહિ ! પારસી કોમના જરથોસ પેગમ્બર

ને જ્યારે દેવ-દરૂજોએ ગોસ્પંદના ટોળામાં નાખ્યા તે પળે એક ગાયે તેમને પોતાના ચાર પગો તળે ઇજા વિના રાખ્યા હતા. તો શું તમે તેટલી બી યાદ તાજી રાખી ગાય પર ઉપકાર કરશો નહિ. ?

ભગવાન ગૌતમ બુદ્ધ ઘણાજ દયાળુ હતા. તે માટે એવું કહેવાય છે કે-કોઇને જરાય ઇજા થાય તે જોઇ શકે નહિ મૃગયા કરવા જતાં ઘણીવાર તેઓ ગરિબ હરણો પર એટલી બધી કૃપા બતાવતા કે તેમને છોડી દેતા. ખેતરોમાં ખેડુતો પરોણીની આર મારી બળદોને લોહી કાઢે તે જોઇને ગૌતમને ઘણી દયા આવતી. કોઇ પણ જીવતાં જીવને દુઃખ થાય એ તેને પોતાનેજ થતું. છેવટે તેનો જે ઉપદેશ હતો, તે એજ હતો કે પવિત્ર ને દયાળુ જીવતર ગાળો અને પ્રાણીમાત્ર ઉપર સ્નેહ દયા રાખો; આજ ખરો ધર્મ છે; આથીજ માણુસ મૃત્યુથી છુટો થાય છે. પ્રાણીમાત્રને જીવવું ગમે છે. આ બિચારાં પશુઓને હોમવાથી ધર્મ થાય છે એમ આપ માનતા હો તો આપની મોટી ભુલ છે. બીજાને દુઃખ દેવાથી આપણને પુણ્ય થાયજ નહિ. પ્રત્યેક પ્રાણી પ્રત્યે દયા બતાવવી એ ધર્મનું મુળ છે.'

ઉપલાજ ગૌતમના ઉપદેશનો મળતો બીજો ફકરો અવસ્તામાંથી મલે છે કે—

ઉસ, ગેઉષ, સ્તુયે તાયાઅતચ્યા હઝડહ તચા.  
અઝ, હર, આઇનિ, વનાહ,...... ગેતીહા અંદર,  
ગોસ્પંદ, ઉ ગોસ્પંદ- સધગાં જસ્ત,......યતેત, હોમ.

અર્થ —" ગોસ્પંદોને ચોર અને લુટારાથી બચાવીશ."

" આ દુનીઆમાં જાતજાતનાં ગોસ્પંદો તરફ મારાથી જે ગુનોહ થયો હોય...... તેનો પસતાવો કરૂં છું."

ઉપલી લીટીથી સમજી શકાશે કે જેમ આપણને આપણા ભાઇબંધોને દુઃખે જવાની ફરજ છે તેમ ગોસ્પંદો જેઓ આપણા બાળ જેવાં છે, તેમની સંભાળ લેવાની છે. કારણ ધર્મ શાસ્ત્રની શીખવણી એ છે કે,– મનુષ્ય–જાતે કુદરતના સર્વ ભાગો સાથે સારા સંબંધમાં રહેવું જોઇએ એટલે કુલે પેદાયશની વૃદ્ધિ અને શુદ્ધિ શોધવી જોઇએ. દયાની મુળ નેમ કુટુંબી કે મનુષ્યોનુંજ ભલું કરવુ એમ નથી. પણ ગોસ્પંદોને જાનવરોનું પણ ભલું ઇચ્છવું, ને કરવુ. આપણ સર્વે–શું માણસ કે જાનવર–એહુરમજદ–ઇશ્વરનાં બચ્ચાં છીએ, માટે આપણી ફરજ એ છે કે ઇશ્વરે પેદા કરેલાં પ્રાણી પ્રત્યે માયાથી વર્ત્તવું. "The Place of Animals in Human Thought" નામના પુસ્તકમાં એનો કર્તા કાઉનટેસ લખે છે કેઃ–Auguste Comte considered domestic animals as of Part of Humanity. Zoroaster considered them as a trust from God.

હવે આપણે આ વિષય આગલ વધારી ખુલાસાથી ને ફીલસુફીથી સમજાવીશું કે શા માટે માંસખાવાની મનાઇ છે ? અત્યાર સુધી આપણે ધર્મમાંથી મળતી કેટલીક સાબીતીઓથી માંસ નહિ ખાવાનુ બતાવી આપ્યુ છે. પણ અત્રે માંસ મુળ નહિ ખાવાની નેમ શું છે તે આપણે તપાસશું; કારણ જો ધર્મના સિદ્ધાંત ને પણ રહેવા દઇ આપણા ભલાં અર્થેબી જો લખીએ તો માંસ તેમજ મછી નહિંજ ખાવી; એવું સાબીત થાય છે !

ખોરાક એ આપણી જીંદગી ને તદરૂસ્તી સાચવવાનું એક ઉપયોગી સાધન છે. કારણ ખોરાકથીજ તંદુરસ્તી રહે છે. ખોરાકથીજ આપણો ઉધરભવ થાય છે, ખોરાકથીજ તન ને મનની શક્તિ વધે છે. ખોરાકથીજ આપણો સ્વભાવ ઉતપન્ન થાય છે, ખોરાક યોગ્ય ખાવાથી તંદુરસ્તી રહેછે, ને તેના નિયમ તોડવાથી દુઃખ ઉત્પન્ન થાય છે, સારો ખોરાક આપણને સ્વર્ગ દેખાડે છે, ને બદ્ ખોરાક નરકનો માર્ગ દેખાડે છે. કારણ સારા ખોરાકથી સ્વભાવ ઠંડો ને આનદી રહે છે, ને માસના ખોરાકથી સ્વભાવ ગુસ્સાવાળો ને ચીરડાઉ બને છે. ખોરાક જેમ શરીર પર અસર કરે છે, તેમ સ્વભાવ પરબી કરે છે. જુદી-જુદી જાતના ખોરાક ખાવાથી જુદા જુદા સ્વભાવ પણ રચાય છે. દાખલા તરીકે હિંદુઓ માંસનો ખોરાક નથી ખાતા, જેથી તેમનો સ્વભાવ ગુસ્સાવાળો હોતો નથી, ને સહેલાઇથી ઉશકેરાઇ જતા નથી. જ્યારે આ બાજુ પશ્ચીમ દેશના જલદી ગુસ્સે થઇ જાય છે. હવે તેજ પ્રમાણે જન જનાવરમાં બી છે. વાઘ નિત્ય લોહીને માંસનો ખોરાક ખાય છે. જેથી તેનો સ્વભાવ બહુ વિક્રાળ છે. જ્યારે હાથી નરમ સ્વભાવનો યાને માયાળુ છે, કારણ તેનો ખોરાક વનસપતિ છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાઇ શકશે કે માંસ ખાનારાંઓ ઘણે ભાગે જુસ્સાવાળા હોય છે, ને વનસપતિનો ખોરાક ખાનારાંઓ નિત્ય ઠડા ને શાંત સ્વભાવના હોય છે. ને તેઓ પોતાનું કામ શાન્તિથી કરે છે. વળી માંસ ખાનારાઓ જલદી થાકી જાય છે, જ્યારે શાક ખાનારાંને થાક જલદી ચઢતી નથી.

શરીરના બંધારણના અભ્યાસીઓ કબુલ કરે છે કે, ખોરાક દરેક માણુસ પર વિશેશ અસર કરે છે. આપણા વિ-

ચારો, વચનો અને કામો, તેમજ આપણો બુરો યા સારો સ્વભાવ, આપણો જુસ્સો ને આપણી ઉમેદો આ સઘળું ખોરાક પર આધાર રાખે છે. માંસ ખાનારાઓ, માંસ નહિ ખાનારાંના કરતાં મેં આગળ જણાવ્યુ તેમ બહુ જુસ્સાવાળા, ને ઝનુની તેમજ ચીરડાઉ હોય છે. કીન એ એક પ્રસિદ્ધ નાટકકાર હતો. જેને માટે એવું કહેવાતુ હતુ કે. ખેલમાં તેને જેવો પાર્ટ ભજવવાનો હોય, તેવો તે ખોરાક લેતો. આશક તરીકે બકરાનું ગોસ, ખુની તરીકે ગાયનું ગોસ. અને જુલમગાર તરીકે ડુકરનુ ગોસ ખાતો. ફ્રેસેવી એ એક ચુનંદો ચિતારો હતો. તેને માટે એવું કહેવાય છે કે તે જ્યારે પોતાના મનમાં ભયંકર કલ્પના શકિત ઉશ્કેરવા માગતો, ત્યારે કાચું માંસ ખાતો આ દાખલાથી માનવાનું કારણ મળે છે કે- ખોરાકની અસરથી સ્વભાવ પરઆી બુરી કે સારી અસર થાય છે માટે જેઓએ વિકાળ અને ઝનુની ન બનવું હોય પણ નમ્ર તેમજ નિર્ભિમાન બનવું હોય તેઓએ માંસનો બહિષ્કાર કરી તરકારી ને ફળફળાદિનો ઉપયોગ કરવો જોઇએ. ઉપરાંત તે આપણને માફક આવવું જોઇએ. ખોરાક માટે મીલટન કહે છે કેઃ—

In what thou eatest and drinkest seek from thence, Due nourishment, not Gluttonus delight. So mayest thou live, till like ripe fruit thou drop, into thy mothers lap; or be with ease gathered, not harshly plucked; for death mature.

**અર્થ—"તું જે કઇ ખાય પીએ; તેમાં એદીની મઝાહ નહિ, પણ ઘટતુ પુષ્ટીકારક તત્વ શોધ. કે જેથી એવી રીતે**

તું જીવી શકે કે એક પાકાં ફળ મીસાળે તારી માતાના ખોલામાં પડે અથવા તો અજલને માટે પાકત થઈને સહેલાઈથી ઉતારી શકાય, અને નહિ કે જોર જુલમથી તોડી પડાય."

ઉંચા પ્રકારની તનદરૂસ્તી અખત્યાર કરવા એવો ખોરાક ખાવો જોઇએ કે જે આપણને બંધ બેસ્તો ને સસ્તો થઈ પડે! જે ખોરાક આપણને ચૈતન્ય શકિત ને શરીરમાં કૌવત આપી શકે! તન મનને શાંતી બક્ષે, ને વધારે ઓછા પ્રમાણમાં ખાવાથી પણ નુકસાની કે દુ:ખદરદ થવા પામે નહિ!

અગાઉ ઘણાં મહાન્ નરો થઇ ગયા છે, જેઓ સાદા ખોરાકના વખાણનાર હતા, ને પોતે સાદો ખોરાક ખાવાની સંભાળ લેતા. હાલમાં અમેરિકામાં એક એવો પંથ નીકળ્યો છે, જેઓએ એવોજ ઠરાવ કર્યો છે કે અમુક ટુંક સાધનોમાંજ જીવન ગાળવું. આ પંથ હાલમા " મઝદાઝનાન" નામે ઓળખાય છે. આ ટોળી ચુસ્ત વનસ્પતીઆ—વેજીટેરયનસો છે. તેઓમાના ઘણાં તવંગરો છે, છતાં કષ્ટ વેઠી, શરીર કેટલુ સહન કરી શકે છે, તે આથી તેઓ જગ જાહેર કરે છે. તેઓ આ સઘળુ વનસપતિઓના આહારથીજ કરે છે. થોડા વખતમાં તે ટોળી એક સાદા ખોરાકનું લીસ્ટ, અને પોતાનો અનુભવ બહાર પાડનાર છે. હાલમાં થોડા ખર્ચમાં સારી ને સાદી જીંદગી ગાળવાના પ્રશ્નો બહુ ચચાઇ રહ્યા છે; પણ તે હવે સદાને માટે દૂર થશે. કારણ અમેરિકાના પોણે ભાગના લોકો મોઝીલી –મઝાના શોખીનો હતા, ને તે શોખ દિન પર દિન વધતોજ ચાલ્યો. પણ હવે તેમને જણાય છે કે એથી ઉલટું ગરિબાઇને દુ:ખદરદ વધે છે. કારણ તેઓએ ડૉકટરી સીસ્ટમથી શોધી કાઢયું કે માંસ–મંછી જીદંગીને

નુકસાન કારક છે, માટે વનસ્પતિનો અહાર કરવો જોઈએ. આ ઉપરાંત મોંઘુ મળવાને સબબે કોમમાં ગરિબાઇ ઘણી વધી જાય છે. પણ તે દૂર કરવાનો, અસંતોષ દૂર કરવાનો, ને સાદી ને તનદરૂસ્ત જીદંગી ગાળવાનો અખત્રો એજ છે કે વનસપતિનો અહાર કરી, માંસ જેમ બને તેમ છોડવું.

અત્રે એક સવાલ ઉઠેછે કે ત્યારે સાદોને સુત્રો ખોરાક કયો? તીખી તમતમાટી વાનીઓ કે જાનવરોનું માંસ, ને પક્ષીના શિકાર યા માંછલાં, સાદા ખોરાકની ગણત્રીમાં આવી શકે નહિ, કારણ આ વાણીઓ ગુસ્સો ઉત્પન્ન કરનાર, નિતી બગાડનાર, સુસ્તી આપનાર, ને દ્વેષભાવ ઉત્પન્ન કરનાર છે.

સાદા ખોરાકથી કેટલા અમૂલ્ય ફાયદા થાય છે; તે માટે એજ અભ્યાસનો એક માણસ નીચે મુજબ જણાવે છે.

## શરીરને થતા ફાયદા.

"તનદરોસ્ત દેખાવ કલીન ચાંમડી, સાફ આંખ, ટટાર ચાલવાની ઢબ, વધારે સહન શકિત, ને થાક થોડો, સાફ લોહીનું નિયમિત ફરવું, દરદોથી મુકતી મેળવવી, સઘળી બાબતમાં ચપળતા, હુશ્યારી, ઝડપી નજર, કાંન, આંખ, મગજ, ને હાથનું સંપથી કાર્ય કરવું.

## મનશકિતને થતા ફાયદા.

"યાદદાસ્તનું વધવું, વિચાર શકિતનું નીયમીતપણું, બોલવામાં સફાઈ, વિચાર દર્શાવવામાં ખુલાસો, અવલોકન શકિતનું વધવું, કલ્પના શકિતનું વધવું, થાક વિના અભ્યાસ કરવો, ધીરજ ને શાંતી!

# નિતીમાં થતા ફાયદા.

"કેવી રીતે ગુનાહને બદ કર્મો થાય છે, તે ઉપર જ્યારે બહુ તપાસ ચલાવુંછું, ત્યારે માલમ પડે છે. દાખલા તરીકે વધારે ને વધારે માલમ પડે છે કે એનું મુળ કારણ ખોરાક છે, આ બાબતો નિતી વિષે ભાષણ ને વાએજ કરનારાઓ ધ્યાનમાં લેતા નથી.

"સાદો ખોરાક આપણી નીતીને સુધારે છે, તે ઘણું કરીને જેબી કાંઇ સદ્‌ગુણો હોય તે તરફ આપણી મનની વલણ લઇ જાય છે. હું માનતો નથી, હું માની સકતોજ નથી કે જો ખરેખર તંદુરસ્તી ભરેલી સ્થિતિમાં હોય, તો આદમ જાતની ખાસયત ઘણું કરી બદ હોય!"

ઉપલો લખનાર E. H. Miles, M. A. પોતાની આ પ્રીલસુપ્રી જણાવે છે; ને વધુમાં જણાવે છે કે– "Leave the pleasure of palate and you shall have pleasure in many other things"

જેઓ મોં સ્વાદને ખાતર રોજ માંસ મછી ખાય છે, તેઓ દુ:ખ દરદથી પિડાય છે. કેટલાકો લોહીના બગાડથી થતાં દરદો, રૂમેટીઝેમ, ને દરાજથી શરીરને તાવી કાઢે છે. ડોકટરોના મત પ્રમાણે દરદોનું મુખ્ય કારણ માંસ મછી છે, જે આદમીનો મોંનો ચટકો વધે છે, તેઓ તનદરૂસ્તી મેળવવાને આશાવંત છે. માટે જેઓને સુખી થવું હોય, તેઓએ મોંના ચટકાથી, ને જીભના સ્વાદથી, દુર રહેવું, અને તોજ આપણે આગળ જણાવેલા લેખકના મતને મળતા થઇશું કે જો "તમો

મોંની મઝા છોડશો, તો બીજી ઘણી મઝા ભોગવવાને (તમો) શક્તિમાન થશો."

માંસ ને માછલી એ ખોરાક શરીરને તાવી કાઢે છે. કારણ તેમાં આમેજ થયલાં બીજાં તત્વો શરીરને ઘણાં નુકશાન કારક છે. એ ખોરાક જો વધારે પ્રમાણમાં ખાવામાં આવ્યો હોય તો, તો, તે મનુષ્યોને ભયંકર દરદ પર નાખી દઇ બિમારી ભોગવાવે છે. અને આજ કારણોને લીધે ડોકટરો માંસને મછીનો ખોરાક તદ્દન છોડી દેવા ફરમાવે છે. એક અનુભવી લેખક એ માટે કહેછે કે– "હાલના રસાયણ શાસ્ત્ર મુજબ માસનો ખોરાક માત્ર પ્રોટેઇડ, ચરબી, ગરમ પાણીને ખારા પાણીના સાખાનો બનેલો છે, એટલુંજ નહિ પણ બીજું તત્વ તે જે આપણા લોહીમાં એકઠું થઇ નુકસાનકારક નીવડે છે, એમ રસાયણ શાસ્ત્રી જ્યારે સઘળાં તત્વો છુટાં કરે છે, ત્યારે જણાવે છે. માંસ સાથે આપણે જાનવરોના માંસની સાથેનો કચરો ("waste-products") પણ શરીરમાં લઇએ છીએ"

ઉપલા લેખ પરથી સમજાશે કે માંસ ખાવું, એ ગોયા આપણે હાથે કરી દુઃખનું બીજ ઉત્પન્ન કરવા જેવું છે. માટે એ ખોરાક જેઓ હમેશ ખાતા હોય, તેઓએ આ લેખથી એકદમ છોડી દેવું જોઇએ નહિ; કારણ એકાએક છોડવાથી નબલાઇ બહુ થઇ જાય છે. જેઓએ એ બદી છોડીજ દેવી હોય, તેઓએ ધીમે એકેક બબ્બે દિવસનાં ખાચાં નાખતાં નાંખતાં એક બે વર્ષે સદન્તર છોડી દેવું.

આપણા મગજમાં ચોક્કસ પ્રમાણમાં ફોસફરસ નામનો તત્વ હોવો જોઇએ, કારણ આ તત્વના આધારથી બુદ્ધી સારી ખીલે

છે. માટે આપણો રોજીંદો ખોરાક એવો જોઇએ કે જેમાં ફોસફરસ હોય! મછી ખાવાથી લોહીમાં બિગાડો થાય છે, પણ વનસપતિના ખોરાકથી મનશકિત વધારે ખીલી નીકળે છે. અને તે માટે સર જેન ઑંકલેર જણાવે છે કે:– "મનની શકિતની ઉપર ભાજી તરકારી બહુ સારી અસર કરે છે, ને લાગણી નાજુક રાખે છે કલ્પના શકિત વધારે છે, અને મનની હુશ્યારી એવી બરોબર રીતે વાપરી શકાય છે કે માંસ ખાનારા જવલ્લેજ તેમ વાપરી શકે ફ્રેંકલીન જેઓ સાહિત્યના પંકાયેલા લેખક છે તેઓ પોતાના અનુભવથી જણાવે છે કે:– "વનસ્પતિનો ખોરાક આપણી વિચાર શક્તિ સાફ રાખે છે. લાગણીની ચપળાઇ વધારે છે. જેઓ મગજનું કામ કરતા હોય તેઓએ વનસ્પતિનો ખોરાક ખાવો જોઇએ. માંસનો ખોરાક બહુ ભારી ને ગરમ હોવાથી મનશક્તિ છુટથી વાપરી શકાતી નથી."

ઉપલાં લખાણ પરથી માલમ પડશે કે જેઓએ મનશક્તિ ખીલવવી હોય તેઓએ ફોસફરસવાળો ખોરાક લેવો; અને માંસ મછીનો ખોરાક જેમ બને તેમ ઓછો કરવો ને છેવટે તેને અંતરથી દૂર કરી પરહેજગારી જાળવવી. માંસ હંમેશ માટે તજી વેજીટેરયન–ભકત બનવા હવે જે ચીજની આપણને જરૂર છે, તે દયા છે. દયા એ ઇશ્વરી અંશ છે. બીજાં પ્રાણીઓ તરફ સદા દયાનો ભાવ રાખી વર્તવું. એવું દરેક ધર્મનું ફરમાન છે. કારણ Mercey is the root of religion જયાં દયાનાં છાંટો નથી, ત્યાંથી ધર્મ સો ગાઉ છેટો રહે છે! દયા એ મનુષ્યનો મોટામાં મોટો અને ઉત્તમમાં ઉત્તમ સદ્‌ગુણ છે. દયાને અભાવે કોઇપણ પ્રકારનું પરોપકારી કામ થઇ

શકતું નથી. જેનામાં દુઃખી પ્રાણીઓ પ્રત્યે દયા નથી, દીલસોઝી નથી, લાગણી નથી તે વાસ્તવિક રીતે તપાસતાં એવો આદમી મનુષ્ય નથી, પરંતુ મનુષ્યના રૂપાન્તરમાં રાક્ષસ છે.

જાનવરો તથા જીવજંતુઓ પ્રત્યે દયા બતાવવી. કવચીત્ તેઓ આંધળાં-પાંગળાં, અથવા બીજી એવીજ રીતે અશ્યુત્ હોય તો તેની વ્હારે દોડી જાઓ, ને યથાશકિત તેમને સહાય ભુત બનો. દયા, દાન અને દીનતા એ ધર્મનિષ્ઠ મનુષ્યનું ભૂષણ છે. કરૂણા યુકત કામ કરવાથી અંતકરણમાં સ્વભાવિક આનંદ ઉદ્દભવે છે, તેને સારાં કૃત્યો માનવાં. કારણ દયાથી પ્રભુ રાજી છે.

અપવાદ તરીકે કેટલાક નિર્દય અવિચારી મનુષ્યો, કોઈ-વાર કીડીઓને, માખીઓને, તેમજ પતંગીઆ ને બીજાં એવાંજ જીવજંતુઓને પકડે છે, મારી નાખે છે, કોઇ જીવડાંના પગને પાંખો તોડી નાખે છે, કોઈ પક્ષીઓ તરફ કાંકરા ફેંકે છે, તો કોઇ કુતરાં અને બિલાડાં જેવાં પ્રાણીઓની પૂછડી ઘણા જોર સાથે ખેંચે છે અથવા ચાબુકથી કે લાકડીથી માર મારે છે. કોઇ પક્ષીના પીછાં ખેંચી કાઢે છે. વગેરે આ પ્રમાણે પ્રાણીને દુઃખ આપી તેમાં પોતાની મોઝ માને છે.

પણ ઉપર જણાવેલા નમુનાઓ નિર્દયપણાનાં છે. માટે દયા વિષે નાનપણથીજ સારો બોધ ભવિષ્યના બાળપર ઠસાવવો જોઇએ. જો તેમ નહિ કરવામાં આવે તો આગળ જતાં ભવિષ્યમાં-મોટપણમાં પ્રસંગોપાત તેઓ નિર્દય કામ કર્યા વિના રહે નહિ. જેને સુખ દુઃખની લાગણી થતી હોય, તેવાં દરેક જીવજંતુ, ને પ્રાણીનું સુખ વધારવું ને દુઃખ ઓછું કરવું

એવી પ્રત્યેક મનુષ્યની ફરજ છે. દયાના કામ જેમ ધનથી થાય છે, તેમ બળથી ને કળથી પણ તે વિચાર થઇ શકે છે. માટે જો આપણે પ્રભુની દયા માગવી હોય તો આપણે પ્રથમ બીજાને દયા આપતાં શીખવું જોઇએ. એ એક મુદ્રા લેખ છે.

થોડા માસની વાત ઉપર જાણીતા ચુસ્ત વેજીટેરયન મી. લાભશંકર લક્ષ્મીદાસે એક હેન્ડબીલ "Against Keeping Pets" નામે બહાર પાડ્યું હતું. જે અત્રે આખું પ્રગટ કરવાનું યોગ્ય વિચારૂં છું.

**(1) Misleading Man-kind**

An article headed "Helps for Mothers' which appeared in a widely read news-paper is reprinted in a humane magazine March, 1923 People are thein advised as follows:-

"Allow your children to have pets. If a dog or cat is impossible, it might be a bird or even a few gold-fish would please the child. It teaches gentleness, and is out-let for the affection inherent in the average childish heart."

**(2) What will be the result?**

The result of misleading mankind through the press as above will be that cruel trades in animals, Birds and Fishes already very fashionable in the world, will become much more fashionable.

### (3) Keep birds as pets.

The writer of the above mentioned article advises man-kind to keep birds as pets. He and the publishers of his article will draw upon their heads the curses of millions of poor birds!

"The bird-catcher's trades and the bird-catcher's shop are alike full of horrors and they are horrors which are due entirly to a silly fashion and a habit of callous thoughtlessness not on the part of the ruffianly bird-catcher (ruffianly enough, too often) who has to bear the burden of the odium attaching to these cruelties, but of the respectable customers who buy captured larks and linnets without the smallest scruple or consideration." Animals' Rights by Henry S. Salt

Please read the literatures of the Royal Society For the Protection of Birds, 82 Victoria Street London, S. W. in order to realise all the horrors for which keepers of wild birds as pets become responsible in the sight of God.

### (4) Keep Gold-fish as Pets?

The abovementioned writer advises people to keep Gold fish as pets. So, he and his publishers will draw upon their heads the curses of millions of Gold fish.

(1) an article describing the suffering of gold fish was published in the "Little Animals' Friend" London May 1919. As stated therein.

"Half the poor little gold fish which people cruelly keep in clear glass globes die from nothing but fight and fatigue, after swimming round and round their prison till they are worn out"

(2) An Article headed "The Torture of gold-fish" was published in the little Animals' San Francisco California, December 1922. As Stated therein

"Cruelty is sometimes practised all unknowingly by the most kind-hearted people. The dealers have the globes on Sale-yes for they are in demand-being cheap and profitable for the dealer because the fish soon perish and there is, therefore a constant demand for fresh ones."

સામાન્ય મતના આધારે માંસ નહિ ખાય એવી એક બી કોમ જો આપણે જગતમાં શોધીએ, તો તે માત્ર હિંદુજ પ્રજા છે. જેમાં જૈન ને બ્રાહ્મણો માટે તો એવું કહેવાય છે; કે તેઓ માંસને અડકતા તો નથી, પણ તે ઉપરાંત એક માંખ કે કીડી જેવી ને બી મારતા નથી. પારસી કોમ બી વર્ષના અમુક દિવસ માંસ ખાતાં નથી. આ સ્થળે હું એક સાદો સવાલ કરીશ કે ત્યારે સઘળા દિવસ ગોસ ખવાય, ને માત્ર ચોક્કસ દિવસેજ કેમ નહિ ખવાય! ઇશ્વર એક પેગામ્બર

એક, અને ધર્મ એક તો કહો કે બે મત માંસમાં શી રીતે થઇ શકે? શું તે દિવસે માંસ ખાવાથી તમો નરકમા જવાની દહેશત ધરાવો છો? જો તમે ત્યારે હંમેશાજ માંસ ખાવાથી પણ નરકમા જવાય, તેવો ખ્યાલ ધરો, તો કેવું સારૂ? મહોમેદન પ્રજા ઝનુની જાત છે; પણ તેઓ જ્યારે મક્કા હજ કરવા જાય છે, ત્યારે માંસ વાપરતા નથી. ને તે માટે પરશીઆ એન્ડ અરેબીઆ, નો લખનાર કહે છે કે-"......... He must not quarrel, and he must kill no living thing, not even so much as a fly."

"ધી પારસી વૅજીટેરીયન એન્ડ ટૅમ્પરન્સ સોસાયટી" તરફથી ઇ૦ સ૦ ૧૯૦૯ની સાલમાં ફ્રેબ્રુઆરી તા. ૭ મીએ એક જાહેર ભાષણ થયું હતું. જેમાં આજના અવસ્તા અભ્યાસી મી. બહેરામગોર અકલેસયાએ પ્રમુખ તરીકે માંસ સંબંધી નીચલા સુંદર વિચાર દર્શાવ્યા હતા:—

"માણસે પોતાનો નિર્વાહ કરવાને ખાતર કોઇપણ જીવવા પ્રાણીનો નાશ કરવો જોઇએ એમ જરથોસ્તી ધર્મમાં કેથે પણ છે નહિ તેમજ જરથોસ્તના માબાપ કોઈપણ જાનવરોનું માંસ ખાતાં ન હતાં, પણ ફક્ત વનસપતિને દૂધ ઉપર રહેતાં હતાં. અને આ રીતે જોતાં જરથુસ્તનું શરીર માંસથી નિરાળુ હતું"

મી. બહેરામગોરના આ શબ્દો વાજબી છે, પણ આ શબ્દોને કોઇ ટેકો આપે એવું નથી. કારણ જગત્ દિનપર દિન ધર્મ ડુબાડતી ચાલી છે, ને ખરો ભેદ સમજી શકતાં નથી. પણ જો ધર્મના સિદ્ધાંત ને પણ બાજુ રાખીએ તો

અધર્મનું ... કારણ મેં આગલ જણાવ્યું તેમ કરતા છે. જો એ બદી નાશ થાય તો સર્વે જગત્ આબાદને સુખી થાય! જીભના ગુલામ બની પોતાનો સ્વાર્થ ખેંચવા એક ચાલતાં ફરતાં નિરદોષબાળ જેવાં રમતાં-કુદતાં ગોસ્પંદને છરીથી, છરાથી કપાવી છેવટે ખાઇ જવું એ પક્ષી જાનવરો તરફ કેટલો ગેરઈન્સાફ!

આ અવનિમાં તમો સ્વતંત્ર છુટાપણું ભોગવો છો, તેવું છુટ્ટાપણું જાનવરોને પક્ષીઓને આપો! કારણ 'ફરે તે ચરે અને બાંધ્યાં ભૂખે મરે'! ઘરમાં તમારી સાથે કોઇ ખીજે છે કે મારે છે, યા ઘરમાંથી બહાર કાઢી મૂકે છે, કે ક્વચીત્ તમને તાવ આવે છે, યા ક્વચીત્ તમારૂ છુટાપણું કોઇ છીનવી લેતું હોય, તો શું તમે તે વેળા મુંગા પડી રહેશો? તમો તરત તેની સાથ લડવા કે સરકાર દરબારે ચઢી ઇન્સાફ માંગશો! ત્યારે તમારોજ અપવાદ લઈ ખ્યાલ કરો કે તમો પોતેજ ગાયગોસ્પંદ ને જીવજંતુ, તેમજ પશુ પંખીડાને ઇજા કરો, ત્યારે તેમનો ઇન્સાફ કોણ કરશે? કારણ તે બિચારાં વાચા વિનાના છે. એટલે તમારી સાથે કેમ લડી-વઢી શકે? પણ શું નિરદોષ જનાવરો પડયાં, તેથી તેમની ભલાઈનો ગેર ઉપયોગ કરી 'નબલી હાકમો, રૈયત જોરાવર' ની કહેતી મુજબ તેને કાપી નાખવાની મુર્ખાઇ કરશો?-કદિ નહિ. માટે માંસ ખાઓ નહિ, ને બીજાને ખવાડો નહિ. જ્યાં પણ તમે પ્રાણીને કે જાનવરોને દુ:ખથી પિડાતાં જુઓ, ઇન્સાનના જુલમ તળે કચડાતાં જુઓ, ત્યાં તરત દોડી જાઓ, ને જેટલા જીવો બચાવી શકાય, તેટલાં બચાવી પરમાત્માને મલવાનો માર્ગ કાંટાથી નિરાળો કરો કારણ તે ઇશ્વરનાંજ પેદાં કરેલાં પ્રાણી છે, જેથી તે તેમને બી જીવવા જોવા રાજી છે.

હાલમાં રાજદ્વારી ને સંસારી બાબતોથી જગતમાં ક્રુરતા પ્રવરતી રહી છે; ને ખુદ મનુષ્યો પણ તે તરફજ ઢળ્યાં જાય છે. પણ મનુષ્યો! ઇશ્વરે તમને બે આંખ આપી છે બે હાથ આપ્યા છે, બે કાન બનાવ્યા છે, બે પગો બક્ષ્યા છે, નાંકનાં બે નસકોરાં બનાવ્યાં છે, અંદરના ભાગથી ફેફસાંના બે ભાગો કયા છે; મરણ ને જન્મ ઉત્પન્ન કર્યા છે, ખુશાલી ને દિલગીરી પ્રવેશ કરી છે; એક સુખી સંસાર બનાવવા મર્દ,-ઓરતનું જોડું બનાવ્યું છે, તો તમો માત્ર એકજ પર કેમ ધસી ગયા! તમારી બન્ને બાજુ તપાસો, ને આજુબાજુ ચોદિશાએ નજર ફેરવો. મનુષ્ય સુધારા અર્થે તો અનેક પ્રકારે સુધારા થાય છે, ને સુખના સાધનો બને છે, પણ કોઇ એવો હૈયાત શખ્શ આજે છે, જે પ્રાણીને જનવરો અર્થે સુખનાં સાધનો કરી શકે?

કેટલાંકોનું એવુ કહેવું છે કે માંસ ખાવાથી જાડાં થવાય છે. તેમજ શરીરને ઘટતી પુષ્ટી મલે છે: પણ એ કહેવું કેવળ હાસ્ય છે: કારણ આજે તમો જોશો કે જેઓ માંસનોજ નીત્ય ખોરાક ખાય છે તેઓ પાતળા હોય છે, ને જેઓ દાળ રોટી ને ભાત પર શુકના કરે છે તેઓ જાડાં હોય છે. અને આ કારણથી શક્તિવાળાં બનવા, માંસ ખાવાની દલીલ ખોટી ઠરે છે, કારણ માંસાહાર કદિ બી શકિત આપતો નથી. માત્ર જે કરવાનું અત્રે છે તે એજ છે કે તમો દયાળુ બનો, તો ઇશ્વર પોતે તમને દયા-માફી આપશે. એ માટે કવિ શકેશપીએર કહે છે કે:-

"દયાથી બેવડો આશીર્વાદ પથરાય છે. જે દયા દર્શાવે છે આશીર્વાદ પામે છે, અને જેની તરફ દયા દર્શાવાય તે પણ આશીર્વાદ પામે છે.

"બળવાનોનું સર્વોત્તમ બળ દયામાં રહેલું છે. શાહેનશાહનો શણગાર તે દયા છે. દયા ખુદ જગતકર્તાનો ગુણ છે."

જો તમો આ શબ્દો ખરેખર સ્વીકારતાજ હો, તો આજથીજ માંસાહાર તજીને નિરદોષ જાનવરોની જીંદગી ન લેવાનો દૃઢ નિશ્ચય કરો.

માંસ ખાવાનું ધર્મમાં હોય કે ન હોય, પણ તમો તે ખાતી વેળા, યા ટેબલ ઉપર તેની રકાબી તરફ હાથ લંબાવતા બે પાંચ મિનીટજ ખ્યાલ કરો કે જે હું આ ખાઉં છું તે એક જાનવરનું ગોસ છે. અહા! તેણે મરતી વેળા કેવી બુમ બરાડ મારી હશે? ને તને ઘાતકી ખાટકીએ કેવું પછાડી નાખ્યું હશે? ત્યાર પછી તેની ઉપર કેવી છરી ફેરવવામાં આવી હશે? આ પછી લોહી સાથે તેનું ધડ કેવું ઉડી ગયું હશે? મરતાં મરતાં બી તે ઘાતકી ખાટકીએ ખુલ્લી આંખોએ ઘાતકીપણાથી કેવું જોયું હશે? આ પછી કેવી રીતે તેનું ચામડું ઉતારી લેવામાં આવ્યું હશે? જ્યારે તમો માસ ખાઓ ત્યારે આ વિચાર જરૂરજ કરજો કે તે નિર્દોષ પ્રાણીના મોતની ચીજો કેવી ભયંકર હશે?

આટલું બી અંતઃકરણમાં કોતરી રાખજો કે, તે પ્રાણીને કતલ કરવા આગમચ તેનાં ચાર પગોને રસીથી કેવા બાંધ્યા હશે? ને આખરે હતાશ થઇ તૂટેલાં જીગર સહિત્ ઇનસાન પર શ્રાપ નાંખી તે ખુદાને કેવું શરણ થયું હશે? જો આ ખ્યાલ તમો નજર આગલ ચિતરો તો કંઇક દયા તમો મેળવી શકશો? તમો ઇશ્વરની નિમકહલાલી અને તેનાં બાળ તરફ તમારો અખંડ પ્યાર પ્રેમભાવ હશે તોજ આવા

નિરદોષ પ્રાણીના માંસથી તમો પરહેજ રહેશો! કદાચ આવા તિક્ષણ શબ્દોથી બી કોઇને અસર નહિ થઇ શકે એ સંભવીત છે; પણ દયાનો ભાવ ઉત્પન્ન કરવા, તમો જાતે એકવેળા કસાઇ ખાનાં આગળ જાઓ, ને નિરદોષ પ્રાણીઓની કતલ કેમ થાય છે, તે બરાબર જુઓ! અહા! જો તમો ત્યાં નજર ફેંકશો તો સેંકડોની સંખ્યામાં કાગડાઓ, ને ગીધો, તમો જોશો! શું આવા દેખાવ–કસાઇખાના નરખ જેવાં તમને નથી લાગતાં? માટે જો તમને દયાજ પ્રાણી પ્રત્યે આવતી હોય તો માંસ સદાનું ત્યાગ કરો. જો તમો માંસ ખાવાનું છોડી દેશો, તો આપો આપ કસાઇઓ ગોસ્પંદના ભોગ લેશે નહિ! નિરદોષ પ્રાણીઓના જીવ બચાવવા, તેમનું પાલણ કરવું. એ સઘળુ મનુષ્યના હાથમાં છે.–તેમની જીંદગી માંસ ખાનાનારાના હાથમાં છે, માટે તમો પ્રથમ માંસ છોડવા તયાર હો તો દયાળુ બનો!

પારસી કોમના વંદીદાદ નાંમના પુસ્તકમાં જણાવે છે કે ખચીતજ માણસ ખાવાથી જીવી શકે છે. ઓરવર તનદરૂસ્તી આપનારૂં એક મુખ્ય સાધન છે. કારણ કે ઓરવરમાંથી રૂ ઉગે છે, જેમાંથી અનેક વસ્ત્રો બને છે. વળી ઘર બાંધવા માટે બી ઝાડ ઉપયોગી છે, ને તે આપણને વનસપતિ તેમજ ફળફળાદી પણ પુરાં પાડે છે.

"જીવદયા" માં હવે જે બાબત રહી જાય છે તે એ છે કે જેમ જનાવરને બીન તકસીર વાર છનાં કતલ કરવામાં આવે છે, તેમજ મરઘીનાં ઇંડાં, જે તેના બાળ છે; તેનું પણ ખુન કરવામાં આવે છે; આ બાબત આપણે આગલ પછી વાંચશું. અત્રે મરઘી જેવા બીજાં પ્રાણીની મહોટાઇ સમજવાની છે. અને તે મરઘો છે જેને માટે સેક્ષપીઅર કહે છે કે–

"The early village Cock
Hath twice done salutation to the morn"

"એક દહાડા ગયો મર્દ શત્રુઓની શોધમાં નીકળ્યો. માર્ગમાં તેણે એક સાંપને મરઘીને ડંખ મારતા જોયો, પણ એક મરઘો તેની સામે થઇ તે મરઘીનો બચાવ કરતો હતો. પાદશાહ ગયોમર્દ મરઘાની ચાલથી ખુશી થયો, ને સાંપને મારી નાખ્યો. આ પછી તેણે થોડા અનાજના દાણા નીચે નાખ્યા, જે પોતે ન ખાતાં મરઘીને તેણે ખવાડયા" આ ઉપરથી તેણે માન્યું કે જાનવરો ને પક્ષીઓ દયાનો ગુણ ધરાવે છે."

Dr. Seiger પોતાની એક ચોપડીમાં મરઘા વિષે લખતાં જણાવે છે. કેઃ–"Watchfulness and early rising are reputed a great virtue by the Mazda Worshippers. In it they were aided by the cock, which at early dawn awakens sleepers by his crowing. For this reason he is so highly praised and even held sacred in the Avesta."

ગયોમર્દના દાખલાથી આપણે પ્રાણીઓના સ્વભાવ પણ સમજી શકીએ છીએ, જે ઉપરથી માનવાને કારણ મળે છે કે પ્રાણીઓ પણ માણસ જેવાં છે. જુદાં જુદાં પ્રાણીઓ જાતજાતના સ્વભાવ ધરાવે છે, જેમાં કીડી કરકસર, મરઘો દયાળુ, આખલો જોરાવર, કોયલ સ્વાર્થી, કબુતર નિરદોષ, બિલાડી ઘાતકી, કુતરો વફાદાર, મધમાખી ઉદ્યોગી, ચામ-ચીડીઉ અંધાપો, ગધેડા મુર્ખ, રીંછ હેવાનીયત તરીકે જાણીતાં છે.

હવે પ્રાણીઓ ગમે તેવાં હોય, પણ મનુષ્યની તો ફરજ છે કે તેના તરફ દયા બતાવવી, ને તેને બાળ માફક ચાહવું.

એક વેળા સર આઇઝેક ન્યુટનના કુતરાએ તેના કીમતી દસ્તાવેજો પર શાહી ઢોળી નાખી વચાય નહિ એવા કરી નાખ્યા. આથી તે ગુસ્સે થયો નહિ, પણ માત્ર એટલુંજ બોલ્યો 'બોબ! તેં આ શુ કર્યું !" ને એટલું બોલી તેની પીઠ ઠોકી. સર આઇઝેક ન્યુટનના આ દાખલાથી આપણને સારો બોધ મળે છે. ને અલબત તેમ ચાહવુંજ જોઇએ. જેમ એક ખેશીના મરણનો વિયોગ આપણને લાગે છે. તેમ અવાં ગાય-ગોસ્પંદના મરણ માટે બી ખેદ દર્શાવવોજ જોઇએ.

હવે ગમે તેમ પ્યારથી ચાહો કે ધીક્કારથી ચાહો, છતાં ગોસ્પંદોને આપણા હવાલામાં બંધયાર તો નજ રાખવાં જોઇએ! કારણ એક કવિના શબ્દો વાજબીજ છે કે:—

સોનાનું પાંજરૂં રૂપેરી દાંડા—હીરાબી જડ્યા હોય;
દેખે તે ન પ્યારૂ પંખેરૂ—પડી બિચારૂ રોય.
(હરમીસ)

જયારે એક ઇનસાન સામા ઇનસાનનું ખુન કરે છે, ત્યારે કોર્ટ દરબારમાં તે કેસ જાય છે; ને તે બંન્નેને અમુક રાસ્ત ઇન્સાફ મળે છે. પણ પ્રાણીઓના ખુન બાબેમાં તેવું નથી. એ દિલગીરીની વાત છે. પણ કુદરતનો કાયદો એ છે કે જો સરકાર દાદ ન આપે તો ઇશ્વર પાસે જવું. અને તેવીજ રીતે બિચારાં જનાવરો ખુદાનાંજ ઇનસાફ પામનાર છે. કારણ આ અવનિમાં જેમ કોર્ટ છે, ને ન્યાયાધીશ છે, તેવીજ રીતે પેલી જગતમાં અદાલત તરીકે મિનોઇ સૃષ્ટિ છે, ને ન્યાયાધીશ તરીકે ઇશ્વર છે. આ જગતમાં મનુષ્યો જાનવરોના ખુનના આક્ષેપમાંથી તો છુટી જશે, પણ મિનોઇ અવનિમાં તો કદિ છુટશે નહિ,

જ્યારે એક મનુષ્ય મરણ પામે છે, ત્યારે તેઓ આ જગતમાંથી પોતાનો વાસો ઉઠાવી મિનોઈ માર્ગમાં પ્રવેશ કરે છે. જેઓએ નિરદોષ ગોસ્પંદોની કતલ કરી હોય, ને તેનો ભક્ષ કર્યો હોય, તેવાં સ્વાનો દોજખના પહેલા તબકકા પર જાગૃત થતાં પોતાને વિપત્તિમાં સપડાયલા જુએ છે; જ્યાં હજારો પ્રાણીઓ થર થર ધ્રુજતાં ને રડારડ કરતાં દીઠામાં આવે છે. આવો કમકમાટ ભર્યો દેખાવ જોઇ તે સ્વાન પોતાને દુ:ખી માને છે.

ત્યારે જો પેલી અવનિમાં સુખી થવું હોય તો જીંદગીમાં દયા ભાવ પ્રાપ્ત કરી પ્રાણી કે જનાવર પ્રત્યે યા કુલે સજીવ ને નિર્જીવ ચીજો પ્રત્યે માયાથી વર્તવું. કારણ આ સદ્‌ગુણ છેવટે સ્વર્ગનો સ્વાદ ચખાડે છે. નહિતર યાદ રાખજો કે જે ચીજને આપણે હાલ વખોડીએ છીએ, ધીક્કારીએ છીએ, તેજ ચીજો ભવિષ્યમા બીજે ભવે આપણાપર તેનું વેર લેશે. એટલે આ વાકયને અનુસરતાં બીજે ભવે મનુષ્યો પક્ષીનો જન્મ લે ને પક્ષીઓ મનુષ્યના અવતારમાં જન્મ લે એમાં કશો સંદેહ નથી!

હવે જેવા રીતે ગોસ્પંદમાં બકરાને કાપી, બકરીને જીવતી રહેવા દે છે, તેમ મરઘા મરઘીના બાબમાં ઓથી ઉલટું છે. કારણ આ વિભાગમાં મરઘીને કાપી મરઘાને રહેવા દે છે. આ રૂઢીનો પણ નાશ કરવો જોઇએ, કારણ જેટલા પ્રમાણમાં ગાય-ગોસ્પંદો નિરદોષ છે, તેટલાંજ પ્રમાણમાં તેથી બી બલકે વધારે નિરદોષ મરઘીઓ છે. હવે મરઘી કાપી તો કાપી, પણ તેના ભવીષ્યના બાળનું પણ ખુન કરવાના આક્ષેપમાં મનુષ્યો સપડાય છે. કારણ તેણીનાં ઈંડાં એ તેના બાળ છે,

જેને સેવન બેસાડવાથી મરઘીના બાળક પેદા થાય છે; માટે ઈંડાં ખાવા એ પણ "જીવદયા" ના આધારે પાપી કર્મ લખેલું છે.

હવે જેવી રીતે માંસ નહિ ખાવાનો ચુકાદો કર્યો છે, તેવી રીતે અત્રે બે શબ્દો મછી માટેના પણ લખવા વ્યર્થ જશે નહિ. *Killing is evil* ના શબ્દો મુજબ મછી નહિ ખાવાનું પહેલું કારણ એ છે કે મારી નાખવું એ પાપ છે. હવે જો ફીલસુફીથી એ બાબતપર વિચાર ચલાવીએ તો મછી ખાવાથી જાતજાતના દુઃખો થવાના સંભવો છે. કારણ એક મરેલુ મડદુ, માણસ યા જન-જનાવરનું માંસ મૃત્યુ પછી કોહોવા માંડે છે, ને તેના સબબથી કેટલાંકે જર્મસોને જીવ-જંતુઓ તેના શરીરમા પ્રવેશ થાય છે. અને તેવો ખોરાક ખાવાથી તે માંસના જંતુ આપણા શરીરમાં જવાથી દુખો ઉત્પન્ન થાય એમાં નવાઈ જેવું નથી. આ ઉપરાંત માણસ કે જનાવરના મૃત્યુ પછી તેનાં શરીરમાંથી એક જાતનો બદબો નીકલે છે; જે બદબો તંનદરૂસ્ત માણસના શરીરમાં જવાથી પણ દુઃખ દરદો ઉત્પન્ન થવાનો સંભવ છે. વળી મછી વેચનારા આજનો માલ કાલ માટે બી રહેવા દેય છે, ને જો તેબી ન ખપ્યો તો મીઠાંથી આથી સુકવી પછી લાંબે વખતે વેચે છે. આ કારણોથી તદ્દન કોહેલું માંસ મનુષ્યમાં જવાથી ડબલ દુઃખો નવાં પેદાં થાય છે, જેમાં ખસુસ કરી કોલેરા અને મરકી થવાના મુળ કારણો મછીજ છે. કારણ આવી ખરાબ મછી ખાવાથી આંતરડાંને તેનો અમુક ભાગ લાગવાથી ઝાડો લાવી મુકે છે; જે બંધ કરવો મુશ્કેલ છે.

ઉપરની બાબતોથી સમજી શકાશે કે જો માંસ નહિ ખાવાની બાબત આપણે સ્વીકારીએ તો તેમાં આપણુનેજ લાભ છે.

ધર્મના સીદ્ધાન્ત પણ જો રદ કરી ફીલસુફીથી સમજીએ તો માંસ ખાવાના અનેક દુઃખી કારણો તમને જણાશે. દલપતરામ કવિએ જણાવ્યુ છે કે જુના રિવાજો સારા છે, ને નવા નઠારા છે, અથવા તો નવા સારા છે, ને જુના નઠારા છે, એમ નથી માનવાનું; પણ તમને જે યોગ્ય લાગે તે પ્રમાણે વર્તવું. અને આજ કારણથી માંસ કે મછી યા ઈંડાં, ખોરાક તરીકે નહિ લેવાની મેં આ ઘટતી સલાહ આપી છે. કુદરતે જે પ્રાણી પેદાં કર્યાં છે. તેનો પોણો ભાગ આપણને (મનુષ્યોને) ઉપયોગી છે. માટે તેવાં ઉપયોગી પ્રાણીની કતલ નહિ કરાવવી એ એક ઈનસાનની ફરજ છે. સર્વેએ પોતાની શકિત મુજબ થોડાં ઘણાં જીવ બચાવવાની કોશીષ કરવીજ જોઇએ.

જગતમાં ઉમદામાં ઉમદું ને વફાદાર પ્રાણી જો તમો જોશો તો માત્ર તે કુતરો છે. તેની વફાદારીના ઘણા દાખલા મારી નાની નજરમાં જાગૃત છે. એક માણસને કુતરો પાળવાની ઘણી ઉલટ હતી, જેથી તેણે એક કુતરાને પાળ્યો. રાબેતા મુજબ તે કુતરો તેના શેઠ વિના આવ્યો, તે જોઇ ઘરનાં અજાયબ થયાં; પણ તે કુતરાંએ આવતાની વારમાં એક માણસનું લુગડું ધરી ખેંચવા માડયું; પણ તે કંઈ સમજયો નહિ, છેવટે તેને સમજાયુ કે તે કંઇ માગે છે. જેથી તે કુતરા પાછળ ગયો જ્યાં કુતરો ઉભો રહ્યો. આ પછી તે કુતરાએ એક ઠંડા પાણીથી બધાયલા પત્થરરૂપી બરફ તરફ નજર કરી; આ હાલતમાં મલ્યો. આવી રીતે કુતરાએ પોતાના શેઠનો જીવ બચાવ્યો.

ઘોડો એ પણ એક સુંદર પ્રાણી છે; એ પણ શેઠ તરફ નિમકહલાલી માટે કંઇ ઓછો પ્રખ્યાત નથી! તેની નિમક-

હલાલીના પણ સેંકડો દાખલાઓ મારી પાસે મોજુદ છે. એક વેળા એક ઘોડાવાનને દુશ્મનો ઉપાડી ગયા. ઘોડો શાણો હતો એટલે જાણ્યુ કે તેના શેઠને કોઇ દુશ્મન ઉપાડી લઇ ગયો છે, આથી તબેલામાંથી છુટો થઇ શેઠની શોધમા નીકળ્યો. થોડેક જતા તેને એક તંબુ મળ્યો, જેમાં ઘોડાએ પોતાના શેઠને જોયો. આ વખત રાત્રીનો હતો, એટલે સઘળા ઉંઘી ગયા હતા. આ તકનો લાભ લઇ ઘોડાએ પોતાના શેઠને બંધીથી જુદો કર્યો, ને મોંમાં તેને પકડી જેટલુ દોડાયુ તેમ દોડી નાસવા માંડયુ. અંતે એક શાંત જગા આગલ ત્યાં થોભ્યો, પણ અફસોસ! પોતાના શેઠને જીવાડી, તે મરણ પામ્યો, કારણ જોરમાં દોડવાથી પગની નસ ફાટી ગઇ. ઘોડાના આવા કામ માટે તેનો શેઠ તેના સ્વાન પર ઘણો રડયો હતો.

આ ઉપરાત બીજાં ઘણાં જનાવરો આપણને એક મદદગારરૂપી છે. ઉંટ રણમાં મનુષ્યોને મુસાફરી કરાવી, છેવટે પ્રસંગપાત્રે પોતાનો જાન બી શેઠને હલાલ કરે છે. ગાય, ભેંસ, ને ગોસ્પંદો, જેઓ પોતાના બચ્ચાંને નહિ ખવાડતા આપણને પોતાનું દૂધ આપે છે, જેના આપણે તરેહવાર પકવાનો ખાઇએ છીએ. આ ઉપરાંત માંદગી વેળા બીજો એવો એક ખોરાક નથી, જે દૂધના ખોરાકની સાથે હરિફાઇ કરી શકે! મેંઢાઓ જેમના વાળથી આપણે ઉનના વસ્ત્ર પહેરીએ છીએ. જો એ જનાવરના વાળથી કપડાં બનતે નહિ તો આજે નગ્ન અવસ્થામાં આપણુને રહેવું પડતે, તેનો ખ્યાલ કરવાનો છે. મધમાખ જેણી મધ બનાવી એક પુષ્ટીદારક વસ્તુ બનાવે છે; કારણ અસંખ્ય વસ્તુઓમાં મધ વપરાય છે; પોપટ અને મેના આ

પક્ષીઓ એક શાંત ઘરને જાગૃત બનાવે છે, ને બાળક માફક ગડબડ કરી વસ્તી કરે છે. ત્યારે શું આવા ઉપયોગી જાનદાર પેદાયશને મારી નાખવાં, ને ગેરઇન્સાફ ચલાવવો? ઉલટુ આપણે તો તેનો ઉપકાર માનવો જોઇએ કે, તેઓ આપણા રક્ષણ અર્થે પેદાં થયલાં છે. ટુંકમાં તેમનાથીજ આપણી આ જીંદગી છે, ને તે માટે અવસ્તા ભાષા સાક્ષી પુરે છે–

ઇથા આત્ યજમઇદે; ગેઉશ ઉવો નેમ્ચા, નેમ્યા અંઘ્રા-કેંગ આયાત્ ઉરૂનો વસુક નામયા; યોઇનાઆ જીજીષેન્તી યએઇપ્રીયસ્ચા; તોઇઆ પએચા, અએઇબ્યો આ અંહુ:હેન

અર્થ:– "...એ પ્રમાણે આ જગાએ આ દુનીઆના જાહેરને, અને બનાવનારને, હમારા તેમજ પશુઓના રવાનને હમો યાદ કર્યે છીએ. જે આપણને માટે જીવવા ઇચ્છેછે. જેઓને માટે તેઓ. અને તેઓને માટે જેઓ છે"

(અવસ્તાના ગોહરો)

મનુષ્યોને જેમ તેનો જીવ વાહલો છે, તેમ જનાવરોને બી તેમનો જીવ પ્રિય છે; જ્યારે એક ગોસ્પંદને કતલખાનામાં લઇ જાય છે, ત્યારે તમે તે દેખાવ જોયો છે? તે તેમા જવા કેટલી આનાકાની કરે છે? એ તમે માંસ ખાનારાં કયાંથી જાણો? આ ખ્યાલ એક દયાળુ માણસને ખરેજ દલગીરીમાં ગરકાવ કરી નાખે એવો છે!

મનુષ્યોની ભુખ મટાડવા તે મહાજ્ઞાની ઇશ્વરે હજારો જાતના અનાજ પેદા કર્યાછે, તરેહ તરેહની તરકારીઓ બનાવી છે, હરેક પ્રકારની ફળફળાદી ઉગાડીછે. જાત જાતનો મેવો ઉત્પન્ન કર્યોછે, છતાં શું હજી આટલો ખોરાક તમારા પેટનાં ભરણ અર્થે ઓછો છે કે બિચારાં ગોસ્પંદને મારી નાખીને તેનોજ ખોરાક

ખાવો ? શું આટલો બધો ખોરાકનો જથ્થો કમી છે કે જે માટે વધુમાં ગાય ગોસ્પંદોનો જીવ લેવો ? જેઓ માંસ ન ખાતાં હોય તેમને ઉત્તેજન આપવું જોઇએ. આપણા કુટુંબ કબીલામાં જેઓ માંસ ખાતાં ન હોય તે માટે આપણે રાજી થવું જોઇએ !

દુનીઆમાં એક એવોબી વખત આવવાનો છે, જે વેળા તમામ પ્રજા માંસથી પરહેજ રહેશે, અને તે માટે બહમન યશ્તમાં જણાવે છે કેઃ-

"તમામ જેહાંન હોરમજદના માર્ગ ઉપર ચાલશે, તે વેળા મોત તથા બુઢાપો નહિ, ને ઇનસાન ફરેસ્તાં જેવાં પરહેજગાર થશે. જેઓ તે વખતે જીવતાં હશે, તેઓ સઘળાં માસ ખાવું છોડી દેશે, ને હોશે દર મહિના વખતથી કોઇ પણ આદમી ગોસ્પંદોને કતલ કરશે નહિ, ને ખાશે પણ નહિ. અને સર્વે દુધના ખોરાક પર રહેશે. ત્યાર બાદ મેવો ને ફલફુલ ખાઇ પેટ ભરશે. ત્યાર બાદ તેબી છોડી દેશે, ને પાણી ઉપરજ જીવશે, છેવટે તે પણ ત્યાગ કરશે ને સર્વ સ્વર્ગની માફક ફરશે."

આ ઉપરથી પ્રત્યેક મનુષ્ય સમજી શકશે કે માંસ ન ખાવાથી આપણી બુદ્ધિ તેમજ નેક વિચાર ખીલવાનું શુભ સુરત થાયછે. પણ નહિ કે કેટલાક અવિચારી તથા હુસ્યારમાં ખપતા મરદોના મત મુજબ ભેજું ખસી જઇ તનદરૂસ્તી બગડે ! લાંબા વખતથી આ બુરી ટેવના સબબે લહેજતથી ખાતાં આવ્યા તે માંસ તમે ભલે ખાઓ, હું કોઇનેબી મારી કુટીને મુસલમાન કરવા ઇચ્છતી નથી, પણ એટલું યાદ રાખજો કે તમો તમારા હકમાં ગેરલાભજ કરો છો. જેઓ માંસ ખાતાં ન હોય, તેમની તકરારો તથા લાગણીઓ જાણ્યા વગર ગમે તે ભાંડવું એ અકકલવાનનું કામ નથી. પણ તમારૂં નામ અત્રે માંસ

ખાનાર તરીકે રહી જશે કેમકે એક લેખકે બરાબરજ કહ્યું છે કેઃ–

ફુલ મરઝાયગા આખેરબી ખુશબો છોડકર
માળી! કરતા રહેગા તું એ પાસબાની કબતક?
દમમે દમ ઉડ જાયગા "મહોબત" સે મીલ,
ઝરા-મોહત દર પેશપેહય, હાય! ઝીંદગાની કબતક?

અર્થ — આ તમારી જીંદગીનું ખીલતુ-ખીલેલું ફુલ આખર તો કરમાઇ જશે. ફકત તમારી નેકી બદીની ખુશબો કે બદબો પાછળ રહિ જશે. ત્યારે એ જીંદગીના ઝાડને તકોબરીના પાણીથી ઉછેરનાર માલીઓ! કયાં સુધી એ છોડવાની એવાં ગંધીલાં પાણીથી પાશબાની કરતા રહેશો! સ્વાર્થ છોડો, પરમાર્થ કરો, કે જીવ જતો રહે પણ તેમારા શુભ કાર્યોની કીર્તીની ખુશબો આ જેહાંનમાં રહી જાય.

અય ખાકી બંદા! પેલી મિનોઈમાંથી આ ખાકી જેહાનમાં તને ખુદાએ જન્મ આપ્યો, ને તેબી માણસાઇ અવતારમાં તેશું પ્રાણી પ્રત્યે ક્રુર થવા! આખર નસીહતનાં બે બોલ! કોઇ પળમાં આ તારો ચંદરોઝ મહેમાન થઇ રહેલો દમ, તને છોડી જશે. અરે! આ તારા સોનેરી શરીરના પીંજરામાંથી તનો સ્વામી સુડો (પોપટ) રવાના થઇ જશે પીંજરૂં ખાલી પડશે. માટે આ અવનિમાં માણસને પ્રાણી પ્રત્યે જે પળ જાય છે, તેમાં મહોબતથી મેલાપ કરીલે દીલ સાફ રાખી પ્યાર અને દયાથી વર્તીલે! ("મહોબત")

ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં અશોક નામના એક મહાન હિંદુ રાજા રાજ કરી ગયોછે. આ રાજા જાતે દયાળુ હતો,

એમ તેનું વૃત્તાંત લખનાર કહે છે. આ રાજાએ સ્થળે સ્થળ પત્થરના સ્થંભો ઉભા કરી સુબોધ કોતરાવ્યા હતા, જેમાં નો એક લેખ ગીરનાર પર્વતની તળેટીમાં હજી સુધી છે તેમાં મુખ્યત્વેકરી જણાવ્યું છે કે કોઈએ પણ પશુ પક્ષીની હિંસા કરવી નહિ, સર્વે પ્રાણી પ્રત્યે પ્રેમભાવ રાખવો તેમને જાતે સદાચારથી પાળીપોષી બીજાંને તેમ કરવાનો બોધ આપવો.

પ્રિય વાંચકો! ત્યારે શું તમો જાનવરોને કતલ કરી માંસ ખાવાનું પસંદ કરશો! ઇશ્વરની કુલ પેદાયશ તરફ તમારી દૃષ્ટી ફેરવો! આ જમીન આપણુને કેવો સુંદર ખોરાક અનાજ અને મેવો, ફુલ ફલાદિ, તરકારી પુરા પાડે છે તેવા નિરદોષ ને નિરમળ ખોરાક ઉપર જીવવાને બદલે શા માટે તમારાં શરીરમાં માંસ મછીનાં રોગીષ્ટ તત્વો નાંખી તમારી અમુલ્ય જીંદગીને બરબાદ કરો છો! તવંગર આદમી એક બાજુ સખાવત કરી પુન્ય હાંસલ કરે, જ્યારે બીજી બાજુથી નિરદોષ ગોસ્પંદોની કતલનો ભક્ષ કરવા હાથની બાંય ઉંચી કરે! શું ત્યારે આવા કર્મથી સ્વર્ગ મેળવી શકાશે! કદિ નહિ. ત્યારે આજથીજ માંસ મછીનો બહિશકાર કરો. અને પ્રભુએ બક્ષેલી આ અમુલ્ય જીંદગીને સાર્થક બનાવો.

આ પુસ્તકમાં લખેલી હકીકત બરાબર વાંચી તેનું મનન કરવામાં આવશે તો મારી ખાત્રી છે કે કોઈ એવાં અણસમજી હૃદયવાળું નહિ હોય કે જે આટલું જાણ્યા પછી આ નુકશાન- કારક માંસનો ખોરાક લેવાનું પસંદ કરે છેવટે હું એટલીજ પ્રાર્થના કરૂંછું કે પ્રભુ સર્વને સદ્‌બુદ્ધિ આપો અને દયાના ઝરણા ઠેક ઠેકાણે વહો. તથાસ્તુ.

સમાપ્ત.

# શુદ્ધિ પત્રક.

| પાનું. | પેરેગ્રાફ. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|---|
| ૫ | ૩ | ૩ | બહમણ | બહમન |
| ૬ | ૩ | ૪ | શોક | શોખ |
| ૯ | ૩ | ૨ | આપની | આપણી |
| ૧૦ | ૬ | ૪ | વાતા | વાર્તા |
| ૧૨ | ૧ | ૧ | વિજ્નનાં | વિનાના |
| ૧૨ | ૧ | ૫ | ગયું | ગયો |
| ૧૨ | ૧ | ૯ | હાલાવાલા હસ્તુ | કાલાવાલા કરતું |
| ૧૨ | ૩ | ૭ | કવિ | કદિ |
| ૧૨ | ૨ | ૫ | તે | તો |
| ૧૪ | ૧ | ૧૨ | વંચાવમાં | બચાવમાં |
| ૧૫ | ૫ | ૨ | હેર | જાહેર |
| ૧૫ | ૫ | ૨ | જગજાહેર | કહેવાની હીંમત |
| ૧૫ | ૭ | ૪ | પ્રાણીના | પ્રાણીઓ |
| ૧૬ | ૧ | ૨ | જમશદે | જમશેદ |
| ૧૬ | ૧ | ૪ | બદખસલની | બદખસલતી |
| ૧૬ | ૧ | ૮ | ઝુઆકીપ | ઝુઆકને |
| ૧૬ | ૧ | ૮ | ખસલની | ખસલતી |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | ૨ | ૩ | બદખસલની | બદખસલતી |
| ૧૬ | ૨ | ૪ | તેને | તેણે |
| ૧૭ | ૧ | ૭ | તેની | તેવી |
| ૧૮ | ૧ | ૬ | વાસા | વાચા |
| ૧૮ | ૨ | ૫ | સજા | રાજા |
| ૧૯ | ૨ | ૧૬ | શાહ | પાછા |
| ૨૦ | ૧ | ૩ | અવસ્તાની | અવસ્ના |
| ૨૦ | ૧ | ૨ | અવસ્તાની | અવસ્તા |
| ૨૦ | ૩ | ૫ | દીસ્ત | દીસ્તી |
| ૨૧ | ૨ | ૭ | હરમન | હરેમન |
| ૨૩ | ૧ | ૨ | તારી | તમારી |
| ૨૬ | ૩ | ૨ | એનો | એની |
| ૨૭ | ૧ | ૬ | તાડવાથી | તોડવાથી |
| ૪૧ | ૪ | ૩ | હતાશ | નિરાશ |
| ૪૪ | ૩ | ૧૦ | અવનિમાં | અવનિમાંથી |
| ૪૫ | ૧ | ૩ | કરે છે | થાય છે |

## ભયંકર બિમારીથી બચવાનો ઉપાય

પારસી બ્હેનોને ખુશ ખબર.

ભયંકર રોગો પેદા કરનાર માંસનો ખોરાક લેવા હવે જરૂર નથી.

કેમ કે

# અન્નફળ શાકનો ખોરાક બનાવવાની સરળ રીતો

ભાગ ૧ લો.

લેખકઃ- જયન્તિલાલ નારદલાલ માન્કર.

એ પુસ્તક સારી અને સમજાય તેવી ભાષામાં તૈયાર છે હમેશ ઉપયોગની ૭૮ વાનીઓની સમજ સાથે તેને પકવવાની રીત તેમજ ખાવાની રીતની પુરતી વિગત આપવામાં આવી છે તન્દુરસ્તી જાળવવાના ૨૦ નિયમો નો સમાવેશ કરવામાં આવ્યો છે.

**તેની મદદથી ઘણાઓ માંસાહારથી મુકત થાય છે.**

માત્ર જાહેર પ્રજાના લાભાર્થે

જુજ. કીંમત ૦-૪-૦

સામટી નકલો ખરીદનારને સારૂં કમીશન.

**લખોઃ- મુંબઇની શ્રી જીવદયા મંડળી ૩૦૯. સરાફ બજાર મુંબઇ.**

# જાહેર-ખબર.

સાહીત્ય શોખીનોને ખુશાલીની ખબર!

થોડા વખતમાં બહાર પડનારૂં નવું ધર્મ સંબંધી પુસ્તક.

## મિનોઇ સૃષ્ટિનો માર્ગ યાને બેહસ્ત ને દોજખ.

—જેમાં—

મરણ પછીની માણસની હાલત, તેમજ જીદંગીનો આબેહુબ
ચિતાર, તેમજ આ અને પેલી અવનિ સંબંધી
સંગીન જ્ઞાન, પરમાત્માને શી રીતે મળી
શકાય, તે વિષેની કેટલીક અભ્યાસ લાયક
બાબતોનો સમાવેશ કરવામાં
આવ્યો છે.

ગ્રાહક બનવા માટે આજેજ લખો—

પોરટમેન નંબર. ચાર, નવસારી.